ઉપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી વિરચિત

# શ્રી જ્ઞાનસાર (અષ્ટકજી)

( મૂળ સંસ્કૃતમાં )

તેનું

**પંન્યાસજી શ્રી ગંભીરવિજયજી ગણિ કૃત**

વિવરણ અનુસારે

ગુજરાતીમાં શબ્દાર્થ અને વિવેચન સહિત

ભાષાન્તર કર્તા

**સ્વર્ગવાસી શાહ દીપચંદ છગનલાલ બી. એ.**

પ્રસિદ્ધ કર્તા

**શાહ હરીચંદ છગનલાલ**

**ભાવનગર.**

અમદાવાદ—ધી યુનાઈટેડ પ્રિન્ટિંગ પ્રેસ કંપની લિ૦ માં છાપ્યું.



આવૃત્તિ બીજી

સંવત ૧૯૬૩. સને ૧૯૦૬.

મૂલ્ય રૂ. ૧-૦-૦

चतुर्णामनुयोगानां काठिने तु विशेषतः ।
षड्द्रव्यविषये यस्य प्रयत्नः कार्यसाधकः ॥१॥
विज्ञाताशेषभावस्य वचः प्रमाणत्वं गतम् ।
यस्यैव शास्त्रता तथ्या शेषवाक् फलवर्जिता ॥२॥
उपाध्यायस्य ग्रंथः क्व क्व चाहमतिमंदधीः ।
यदाशयं स्फुटीकर्तुं विद्वानपि स्खलद्गतिः ॥३॥
बुद्धिहीनोऽपि धार्ष्ट्येन निर्जरायै तु कर्मणाम् ।
विवरणानुसारेण भाषान्तरे कृतोद्यमः ॥४॥
तथाप्यलक्षिता दोषाः ये प्रविष्टाश्च मत्कृतौ ।
तत्त्वज्ञैः शोधनं कृत्वा विधेयो मय्यनुग्रहः ॥५॥

भाषान्तरकर्ता.

---

" સ્યાદ્ વાદ પુરન જો જાને, નયગર્ભિત જસવાચા "
" ગુન પર્યાય દ્રવ્ય જો બૂઝે, સોહિ જૈન હે સાચા."

ઉપાધ્યાયજી.

## સ્વર્ગસ્થ પ્રીયભાઈ દીપચંદ

---

સંસારની અસારતા વિચાર્યા કરતાં, ઐહિક અને પારમાર્થિક કલ્યાણને અર્થે આ સંસાર, સુખરૂપમાની, અર્ધઘાટ આવ્યાનું સતેજ ભાન રાખી, આગળ ગમન કરવામાંજ યુક્તિ પ્રયુક્તિઓનો ઉપયોગ કરી, વ્યવહારપક્ષે સગાં અને સ્નેહીવર્ગમાં સ્નેહાકર્ષણ મૂકી, જે મોહ અમારામાં ત્હેં ઉદ્દભવ્યો છે તે મોહથી પ્રેરાઇ, પ્રિય અને અનુકૂળ ભેટ કરવા માટે, જે ગ્રંથ ત્હેં અંત્ય ઘડિ સુધી ત્હારી છાતી ઉપરજ રાખી, સંસારની અસારતા વિચારતાં, ચાતુર્માસ વિત્યાબાદ સાધુલિંગિની પેઠે અન્ય ઉચિત સ્થળે ગમન કરવા માટે ત્હેં તને અનુકૂળ વખત સાધ્યો, તે વખતે, તને પ્રિય એવો આ ગ્રંથ અનુકૂળ ભાવથી, આજ ત્હારી મરણતિથિએ, સજળ નેત્રે તનેજ અર્પણ કરીએ છીયે, અને ઇચ્છિએ છીયે કે ત્હારો અમર આત્મા અનંત, અખંડ શાંતિ ભોગવો.

ત્હારા સ્નેહાધિન બાંધવો.

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના.

આ ગ્રંથ ભાષાંતર કર્ત્તાએ પ્રથમ સંવત ૧૯૫૫ માં પ્રસિદ્ધ કરતાં તેની નકલો થોડા વખતમાં ખપી જવાથી, અને ત્યાર પછી આજ દિન સુધી તેની માગણી અવિચ્છિનપણે થયા કરતી હોવાથી, જનસમુહે કરેલી યોગ્ય કદરથી, આજ બીજી આવૃત્તિ છપાવવાનો આનંદ દાયક પ્રસંગ આપવામાં આવ્યો છે તે માટે તેમનો હું આભાર માનું છુ. અને તેથી આવી રીતે અનુકૂળ થયેલા ગ્રંથમાં કાંઇપણ ફેરફાર કરવો બંધ રાખ્યો છે. છતાં તેમાં ભાષાંતર કર્તાએ પોતાની હયાતીમાં મને બતાવેલા, કરવાના ફેરફાર–વધારાથી–ગ્રંથ વિશેષ ઉપયોગી બતાવવાના હેતુથી તે હવે પછી દાખલ કરવા ધારણા રાખી છે. આ આવૃત્તિ બહાર પાડતી વખતે જનસમુહ પ્રત્યે મારી એટલી વિનંતિ છે કે આ વખતે પણ તેઓ ઉદાર આશ્રય આપી આભારી કરશે.

| | | |
|---|---|---|
| સંવત ૧૯૬૩ ની કાર્તિક પૂર્ણિમાં. | } | લી० |
| તા. ૧. નવેંબર સને ૧૯૦૬ | } | પ્રસિદ્ધ કર્તા. |

# પ્રસ્તાવના.

શ્રી જૈનદર્શનના ધર્મશાસ્ત્રો ચાર અનુયોગમાં વહેંચાયેલાં છે. દ્રવ્યાનુયોગ, ગણિતાનુયોગ, ચરણકરણાનુયોગ, અને કથાનુયોગ. દ્રવ્યાનુયોગ તેને કહે છે કે જેને વિષે ષટ્દ્રવ્યનો વિચાર વર્ણવેલો હોય છે; જેમકે સૂત્ર કૃતાંગ. ગણિતાનુયોગ એટલે સંખ્યાશાસ્ત્ર જેવાં કે ચંદ્રપ્રજ્ઞપ્તિ પ્રમુખ. ચરણકરણાનુયોગમાં આચાર વર્ણવેલો હોય છે, જેમકે શ્રી આચારાંગસૂત્ર. કથાનુયોગમાં આખ્યાયિકાનો સમાવેશ કરેલો હોય છે; જેમકે શ્રી જ્ઞાતાસૂત્ર. આ રીતે શાસ્ત્રોના ચાર વિભાગ થયેલા છે. તે સિવાય દ્રવ્યાનુયોગગત્ વિષયો સ્પષ્ટ કરવાને માટે અનેક પ્રકરણપ્રમુખ લખાયેલાં છે; પરંતુ તે વિષય સમજનારા અથવા સમજવાની ઇચ્છા ધરાવનારા સાંપ્રતકાળમાં બહુજ ઓછા છે. ગણિતાનુયોગને માટે પ્રયાસ કરનાર કવચિતજ દૃષ્ટિએ પડે છે. આચાર તો પરંપરાથી ચાલ્યો આવે છે તેમ પળાય છે, તેથી ચરણકરણાનુયોગ પણ જેમનો તેમ રહે છે. કથાનુયોગમાં કેટલાએકને રસ પડે છે; કેમ કે તેમાં અનેક ધાર્મિક પુરૂષોના ચરિત્રોનો સમાવેશ કરેલો હોય છે. આ જ્ઞાનસાર ગ્રંથ દ્રવ્યાનુયોગનો છે. કેમકે આ ગ્રંથમાં આત્મદ્રવ્યનુંજ

વિશેષ વિવેચન છે. તેથી આ ગ્રંથનું અધ્યયન કરનાર સુજ્ઞ પુરૂષોએ વિશેષ પ્રયાસ કરવો એવી નમ્ર સૂચના છે.

હિંદુસ્તાનમાં જયારથી ઈંગ્રેજ સરકારનો અમલ જામ્યો ત્યારથી લોકોની કેળવણીમાં વિવિધ પ્રકારનો વધારો થયો છે. જૂદી જૂદી સાંસારિક વિદ્યાઓ નિશાળમાં અને પાઠશાળામાં શીખવાયછે, અને લોકોની સાંસારિક સ્થિતિ સુધારવામાં ભિન્ન ભિન્ન ઉપાયો યોજવામાં આવે છે; પરંતુ ધાર્મિક જ્ઞાન તરફ લોકોની અભિરૂચિ જાગ્રત્ થતી નથી. જૈનભાઇઓમાં સાંસારિક કેળવણીની જેટલે દરજ્જે ખામી છે તેટલે દરજ્જે ધર્મના જ્ઞાનની પણ ન્યૂનતા જોવામાં આવે છે. ધર્મજ્ઞાનની ન્યૂનતાનું મુખ્ય કારણ મને તો એમ ભાસે છે કે પૂર્વાચાર્ય રચિત સર્વ ગ્રંથો પ્રાયઃ સંસ્કૃત અથવા માગધીમાં લખાયેલા છે. તે ગ્રંથોના ભંડારો ભિન્ન ભિન્ન સ્થલે છે એવું શ્રવણગોચર થાય છે; પરંતુ પ્રથમ મુશ્કેલી તો કોઇ પણ ભંડારમાંથી કોઇ ગ્રંથ પ્રાપ્ત કરવાની છે; બીજી તે ગ્રંથ સમજવાની છે અને છેવટે તે ગ્રંથમાં રહેલી શંકાનું સમાધાન કરવાની છે. તત્વજ્ઞાનના વિદ્વાનોની સંખ્યા દિવસાનુદિવસ ઘટતી જાયછે, અને તેથી શંકાનું સમાધાન નહીં થવાથી અને સાંસારિક કામમાં વ્યગ્ર હોવાને લીધે વખતના સંકોચથી ધર્મજ્ઞાન સંપાદન કરવામાં લોકો હીનસત્વ થઇ જાય છે.

હું જ્યારે મુંબઇની પાઠશાળામાં અભ્યાસ કરતો હતો ત્યારે મારા એક મિત્ર મિ. ફત્તેચંદ કર્પૂરચંદ લાલને આ ગ્રંથના મૂળ શ્લોકની મને પોતાની પ્રત આપી. કેટલાએક શ્લોકો વાંચ્યાથી તે ગ્રંથનું અધ્યયન કરવા ઇચ્છા થઈ પરંતુ, તે વિચાર તરતજ પાર પડયો નહીં. ત્યાર પછી મહામુનિરાજ શ્રીમદ્ વૃદ્ધિચંદજી મહારાજના મુખ્ય શિષ્ય પન્યાસજી શ્રી ગંભીરવિજયજી મહારાજે રચેલી જ્ઞાનસારની ટીકા મારા જોવામાં આવી, જેને વિષે કેટલીએક હકીકત આગળ ઉપર લખવામાં આવી છે. આ ટીકાની મદદથી હું તે ગ્રંથ પ્રાયઃસમજી શકયો. સંસ્કૃત ભાષા નહીં જાણનારા આ અદ્ભુત ગ્રંથનો લાભ લઇ શકતા નથી, અને જો તેનું ભાષાંતર થાય તો તેઓને જરૂર લાભ મળે એવું વિચારી મુનિ મહારાજ શ્રી દુર્લભવિજયજીએ મને તે ગ્રંથનું ભાષાંતર કરવાની સૂચના કરી. મને પણ એ વાત રૂચી તેથી તેમની સૂચનાને માન આપી ભાષાન્તર કરવું શરૂ કર્યું. તેમાં નીચે પ્રમાણે યોજના રાખી છે.

પ્રથમ મૂળ શ્લોક, તે પછી શબ્દાર્થ, અને ત્યારપછી વિવેચન આપવામાં આવ્યું છે. અને વાકયરચના હાલમાં છપાતા ગુજરાતી જૈનગ્રંથો પ્રમાણે રાખી છે; પરંતુ તેમાં આવતા વ્યાકરણના દોષો ન આવે તેવી કાળજી રાખી છે.

આમ કરવાથી વાચકવર્ગને ગ્રંથ સમજવો સુલભ થશે એમ મારૂં માનવું છે જોકે ભાષા ગુજરાતી છે તોપણ કેટલાએક પારિભાષિક શબ્દો અને બીજા સંસ્કૃત શબ્દો ભાષાન્તરમાં આવ્યા છે. તેવા શબ્દોનો ગ્રંથના અંતમાં કોષ આપ્યો છે. નવીન રીતિઅનુસાર ગ્રંથકર્તાનું ટુંક ચરિત્ર અને તેમણે બનાવેલા ગ્રંથોની મળી તેટલી ટીપ આપી છે. અને ઉપાધ્યાયજીકૃત અન્ય ગ્રંથોમાંથી તેમજ બીજા વિદ્વાનોના ગ્રંથોમાંથી સમાન વિચારો સ્થલે સ્થલે ટાંકયા છે. આથી મૂળ ગ્રંથ સમજવામાં સરલતા થવા સંભવ છે. તત્ત્વજ્ઞાનના ગ્રંથોમાં આ યોજના નવીન છે અને તે યોજના જો વાચકવર્ગને ઉપયોગી થશે તો મારો પ્રયાસ ફળીભૂત થયો સમજીશ.

છેવટે આ ગ્રંથ તૈયાર કરવામાં જે જે મહાશયો તરફથી મને સહાય મળીછે તેમનો ઉપકાર માનવાની આવી સારી તક મળવાથી મારી જાતને કૃતાર્થ સમજુછું. સૌથી પ્રથમ પન્યાસજી શ્રીમદ્ ગંભીરવિજયજી મહારાજે આ ભાષાન્તર આદ્યંત જોઇને મારા ઉપર તેમજ વાચકવર્ગ ઉપર પરમ ઉપકાર કર્યો છે તેમજ મુનિરાજ શ્રી દુર્લભવિજયજી મહારાજે પોતાની ટીકાવાળી પ્રત મારા ઉપયોગને માટે આપી ખરેખર આભારી કર્યોછે. યુવાવસ્થામાં પણ અત્યંત ધાર્મિક વૃત્તિવાળા રાધનપુરનિવાસી મારા પરમ સ્નેહી શેઠ

શિવલાલભાઈ બાહરચંદ તરફથી અને મારા બીજા સ્નેહી-
ઓ તરફથી જે જે સહાય મળી છે તે માટે તે સર્વેનો
અંતઃકરણથી આભાર માનું છું.

ભાવનગર તા. ૧-૭-૯૯. લિ.

ભાષાન્તર કર્તા.

---



१

# ઉપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી.

## મહારાજનું ટુંક ચરિત્ર.

આ મહાન પુરૂષનો જન્મ ક્યારે અને કયે સ્થલે થયો તે વાત અદ્યાપિપર્યંત ચોકસ થઈ શકી નથી અને તેનાં કેટલાંએક કારણો છે. પ્રથમતો એકે તેઓ મૂળ પાટે થયા નથી, એટલે કે સુધર્માસ્વામિથી માંડીને જે આચાર્યોની પરંપરા ચાલી આવી છે તેમાંના મુખ્ય તરીકે તેઓ હતા નહિ. જે જે પ્રભાવિક પુરુષોએ અવિચ્છિન પરંપરાને અલંકૃત કરી છે તેમની કેટલીએક હકીકત પટ્ટાવલીમાંથી મળી આવે છે. પરંતુ ઉપાધ્યાયજીના સંબંધમાં એવી કાંઇપણ હકીકત મળી શકી નથી. બીજું કારણ એકે જૈનગુરુઓમાં પોતાનાં ચરિત્ર લખવાની રુઢિ હતી નહિ. આ કારણથી આ ગ્રંથના કર્તાનો ક્યારે જન્મ થયો, કયા શહેરમાં થયો, તેમનાં માતાપિતા કોણ હતાં વગેરે હકીકત અત્યારસુધી અંધારામાં રહેલી છે. એમના વિષે જે જે હકીકત જણાઇ છે તે સર્વ તેમના બનાવેલા ગ્રંથોદ્વારા મળી છે.

શ્રી મહાવીર પછી પ્રથમ પાટે શ્રી સુધર્મા સ્વામિ થયા. ત્યારપછી એકસઠમી પાટે શ્રી વિજયસિંહ સૂરિ થયા. તે વિજયસિંહ સૂરિનો સંવત ૧૭૦૮ માં સ્વર્ગવાસ થયો. તેમના શિષ્ય શ્રી સત્યવિજય ગણિ અને આ

ગ્રંથના કર્તા શ્રીમદ્ યશોવિજયજી સમકાળે થયા છે એ વાત નિર્વિવાદ છે. અને તેથી એવું અનુમાનુ થાય છે છેં સત્તરમી સદીના અંતમાં એટલે કે સંવત ૧૬૮૦ લગભગ આ મહાત્મા પુરૂષનો જન્મ થયો હોવો જોઇએ- પોતાની જીંદગીનો ઘણોખરો કાળ તેમણે ગુજરાત દેશમાં નિર્ગમન કર્યો છે તેથી એમ ભાસે છે કે તેમનો જન્મ ગુજરાતના કોઈ પણ શહેરમાં થયેલો હોવો જોઇએ. તેમણે દીક્ષા કયારે અંગીકાર કરી અને ઉપાધ્યાયપદ કયારે પ્રાપ્ત કર્યું તે પણ ચોકસ જાણવું અશકય છે. તેમના ગુરૂની પરંપરા આ પ્રમાણે છે.

શ્રી હીરવિજયજી સૂરિના શિષ્ય મહા મહોપાધ્યાય શ્રી કલ્યાણ વિજયજી ગણિ થયા. તેમના મુખ્ય શિષ્ય પંડિત શ્રી લાભવિજયજી ગણિ થયા. તેમના મુખ્ય શિષ્ય પંડિત શ્રી જિન વિજય ગણિ થયા. તેમના મુખ્ય શિષ્ય શ્રી નય વિજયજી ગણિ થયા. અને તેમના ચરણકમલોપાસક ઉપાધ્યાય શ્રી યશોવિજયજી થયા.

સારા સારા વિદ્વાનોના સમકાલી થવું એ પણ એક સુભાગ્યની નિશાની છે. ઉપાધ્યાયજીને પણ તેમજ થયું આગળ કહ્યાપ્રમાણે શ્રી સત્યવિજય ગણિ; શ્રી વિનય વિજયજી મહારાજ અને શ્રી આનંદઘનજી મહારાજ વગેરે વિદ્વાનોની સાથેજ તેઓ થયા. શ્રી વિનયવિજયજી મહારાજ તેમના

ગુરૂના ગુરૂભાઈ હતા એટલે બીજી રીતે બોલીએ તો ઉપાધ્યાયજીના કાકા ગુરૂ થાય. તેમના બનાવેલા અનેક ગ્રંથો શ્રવણગોચર થાય છે. શ્રી આનંદઘનજી મહારાજ પણ એક અધ્યાત્મિક પુરૂષોમાં અગ્રગણનીય હતા અને તેમની પાસેથી કેટલુંએક અધ્યાત્મિક જ્ઞાન ઉપાધ્યાયજીને મળ્યું હશે એમ સંભવે છે. જૈનદર્શનનું સારૂં જ્ઞાન સંપાદન કર્યા પછી તેમને સંસ્કૃત વગેરેનું વિશેષ જ્ઞાન સંપાદન કરવાની અભિરૂચી થઇ. તેથી ગુરૂની આજ્ઞા લઈ ઉપાધ્યાયજી અને શ્રી વિનય વિજયજી મહારાજ કાશીમાં અભ્યાસ કરવા ગયા. તે કાળમાં જૈનો અને બ્રાહ્મણો વચ્ચે ધર્મવાદ વિશેષ થતો હતો. અને તેથી કરીને એક બીજા ઉપર અપ્રીતિ રહેતી હતી. વિદ્વાન બ્રાહ્મણો પાસે અભ્યાસ કરવામાં જૈનગુરૂઓને કેટલીએક અડચણ પડતી. પરંતુ તે છતાં તીવ્ર બુદ્ધિના યોગે * ગુરૂને આનંદ આપી ઘણું જ્ઞાન મેળવ્યું. અને ઉપાધ્યાયજીના જ્ઞાનથી આશ્ચર્યની સાથે ખુશી થઇ વિદ્વાનોએ તેમને 'ન્યાયવિશારદ' એવું ઉપનામ—બિરૂદ—આપ્યું. કાશીની અંદર

---

* ઉપાધ્યાયજી મહારાજના મનમાં ગુરૂભક્તિ કેટલે દરજ્જે સતેજ હતી તેને માટે જૈનવર્ગમાં નીચેની દંતકથા ચાલે છે. જે ગુરૂની પાસે કાશીમાં અભ્યાસ કર્યો તે ગુરૂની પાસેથી છેવટે વિદાય થવા રજા માગતાં તેમણે જણાવ્યું કે અમે જૈનના ગુરૂ છીએ અને આપની પાસેથી જે જ્ઞાન સંપાદન કર્યું તેનો યત્કિંચિત બદલો આપવા અસમર્થ છીએ તોપણ ભવિષ્યમાં કોઇપણ વખતે અમારા લાયક કાંઈપણ કાર્ય હોય

આ મહાત્માએ અનેક ગ્રંથોની રચના કરી છે. અભ્યાસ સંપૂર્ણ કર્યા પછી તેઓ ગુજરાતમાં આવ્યા, અને ભિન્ન ભિન્ન સ્થલે ધર્મદેશના આપી ભવ્ય જનોપર ઉપકાર કરવા લાગ્યા તેમના વખતમાં ઢુંઢીઆ મતની ઉત્પત્તિ થઇ તે મતની કેવી રીતે અને કયા શહેરમાં શરૂઆત થઇ તે લખવાનું અત્ર

---

તો અમને જણાવી ઉપકૃત કરશો ઇત્યાદિ. ઉપાધ્યાયજી કાશી છોડીને ગુજરાતમાં આવ્યા. ત્યારપછી અમુક વર્ષ વીત્યા બાદ તેમના ગુરૂની દુર્દશા થઈ. તેમના ગુરૂ જ્યોતિષમાં પણ કુશળ હતા, તેથી પોતાની પાસે ભણેલા કોઇપણ શિષ્ય તરફથી પોતાને લાભ થવાનો સંભવ છે કે કેમ તેનો નિર્ણય કરતાં એમ જોવામાં આવ્યું કે જો કાંઇપણ લાભ મળશે તો યશોવિજયજી અને વિનયવિજયજી તરફથી મળશે આથી તે ગુરૂને હર્ષને બદલે ખેદ થયો કેમકે જૈનગુરૂઓ અકિંચન છે, પરિગ્રહના ત્યાગી છે એ તેમને સુવિદિત હતું. તોપણ તેમની પાસે જવાને તૈયાર થયા. અને ફરતાં ફરતાં ગુજરાતના ખંભાત શહેરમાં આવ્યા. પ્રાતઃકાળે જ્યારે વિનયવિજયજી વ્યાખ્યાન કરતા હતા તે અવસરે તે બ્રાહ્મણગુરૂ ઉપાશ્રયમાં આવી તેમને મળ્યા. ઘણા કાળે ગુરૂને જોઇને બંને શિષ્યોને અતીવ આનંદ થયો. કુશળ સમાચાર પૂછી આગમન કારણ નિવેદન કરવા અરજ કરી. ગુરૂએ પોતાની સ્થિતિ કહી બતાવી અને તે શ્રવણ કરી ગુરૂને આશ્વાસન આપ્યું. ત્યારપછી વ્યાખ્યાન શ્રવણ કરવા આવેલ જૈનો સમક્ષ તે ગુરૂની તેમણે ઘણીજ પ્રશંસા કરી અને તેમના ઉપદેશથી તે બ્રાહ્મણગુરૂના લાભને માટે તરતજ ટીપ શરૂ થઈ. રૂપીઆ ૬૦,૦૦૦ તત્કાળ ભરાઈ ગયા. જે લઈ તે બ્રાહ્મણગુરૂ અત્યંત હર્ષિત થયા અને પોતાને સ્વદેશ ગયા.

પ્રયોજન નથી. પ્રતિમાઉત્થાપક તે નવીન મત કેટલે દ-રજ્જે જૂઠો છે એ વાત પુરવાર કરવાને માટે પ્રતિમા શ-તક નામનો ગ્રંથ બનાવી તેની ટીકા પણ પોતેજ કરી. તે ગ્રંથ અદ્યાપિ વિદ્યમાન છે. આ ગ્રંથનું અવલોકન કર-વાથી ઘણા ભવ્ય જીવો પ્રતિમાની પૂજા, સ્થાપના વગેરે-માં સુદૃઢ થયા. શ્રી વિજયસિંહ સૂરિ જેઓ કે સંવત ૧૭૦૮ માં સ્વર્ગવાસી થયા તેમની આજ્ઞાથી શ્રી સત્યવિ-જયજી ગણિ અને ઉપાધ્યાયજી મહારાજ ક્રિયા ઉદ્ધાર કરવા તત્પર થયા, તે વખતમાં કેટલાએક સાધુઓ શિ-થિલ આચારિ થઇ ગયા હતા. અને અમુક દરજ્જે પ-રિગ્રહનો સંસર્ગ પણ તેમને થયો હતો. અને ઢુંઢીઆના મતથી કેટલોએક અંધકાર થયેલો હતો. તે અંધકાર દૂર કરી તથા શુદ્ધઆચારની પ્રરૂપણા કરી શાસ્ત્રજલધારાએ ક-રીને શિથિલ આચારિ સાધુને પવિત્ર કરી શુદ્ધ ક્રિયાની ફરીથી શરૂઆત કરી

ઉપાધ્યાયજીને સંસ્કૃત, માગધી અને ગુજરાતી ભાષા-ઓનું બહુજ ઉંચા પ્રકારનું જ્ઞાન હતું. પૂર્વાચાર્યરચિત અનેક ગ્રંથોનું ઘણીજ સૂક્ષ્મ રીતે તેમણે અવલોકન કર્યું હતું અને તીવ્ર યાદશક્તિ અને અનુપમ બુદ્ધિથી જૈનદર્શનનું સ્વરૂપ યથાર્થ રીત સમજયા હતા એટલુંજ નહીં પણ ષટ્ દર્શનનું સ્વરૂપ તેમને સુવિદિત હતું; સ્વકર્મની નિર્જરા કર-વાને અને ભવ્ય જીવોને આત્મસ્વરૂપ સમજાવવાને માટે

અનેક ગ્રંથાની તેમણે રચના કરી છે. તેમની વિદ્વત્તા અથવા પંડિતાઇ માટે જેટલું કહીએ તેટલું ઓછું છે. તેમનું પાંડિત્ય, તેમની કવિત્વશક્તિ, વાક્પટુત્વ, પદલાલિત્ય, અર્થગૌરવતા અને રસ તથા અલંકાર તેમજ પરપક્ષખંડન અને નિજ પક્ષમંડન તેમના બનાવેલા ગ્રંથામાં અનાયાસે દૃષ્ટિગોચર થાયછે. તેમના રચેલા અનેક ગ્રંથા તેમના જ્ઞાનની બહુજ સારી રીતે સાક્ષી આપેછે. શાસ્ત્રોના વચનની અપેક્ષા શુદ્ધ રીતે તેઓ સમજ્યા હતા, અને તેથી કરીને તેમનું વચન હાલ સપ્રમાણ ગણાય છે. કોઈ પણ વિદ્વાનને જ્યારે શંકા પડે છે ત્યારે તે શંકાનો જે ખુલાસો ઉપાધ્યાયજીએ પોતાના ગ્રંથમાં કર્યો હોય છે તેજ પ્રમાણ ગણાય છે. તેમના લખાણમાં સાતે નય આશ્રીને શાસ્ત્રગત સર્વ હકીકતોનું યથાર્થ વર્ણન છે અને એક જગ્યાએ પોતે જ લખેછે કે “ વાણિ વાચક જસ તણી એકે નયે ન અધુરી રે. ”

ન્યાયાંભોનિધિ મહામુનિરાજ શ્રીમદ્ આનંદવિજય સૂરિજી (આત્મારામજી) મહારાજ ઉપાધ્યાયજીને માટે નીચે પ્રમાણે લખેછે. “ મહોપાધ્યાય ષડ્શાસ્ત્રવેત્તા, ન્યાયવિશારદ બિરૂદ ધારક, મહા વૈયાકરણી, તાર્કિક શિરોમણિ અને બુદ્ધિના સમુદ્ર ” આ દરેક વિશેષણોના વિસ્તારકરી લખીએ તો જેટલું લખીએ તેટલું ઓછું છે. હિં બહુના સિદ્ધપુર, પાટણ, ભરૂચ, ખંભાત, રાંદેર, ડભોઇ વગેરે અનેક સ્થળોમાં

ધર્મનો ઉપદેશ કરી અમૂલ્ય (૧૧૦) એકસો ને દશ ગ્રંથોની રચના કરી અને ખંભાતમાં રહી ન્યાયના ૨,૦૦,૦૦૦ શ્લોકો લખી, વાદીઓને જીતી જયપતાકા મેળવી એ મહાત્મા સંવત ૧૭૪૫ ના મહા શુદિ પાંચમને દિવસે ગુજરાતના ડભોઇ ગામમાં સ્વર્ગવાસી થયા. તે શહેરમાં તે મહાત્માની પાદુકા છે અને તેનો જીર્ણોદ્ધાર મહામુનિરાજ શ્રી આત્મારામજી મહારાજના શિષ્ય મુનિશ્રી વીરવિજયજીના ઉપદેશથી થયોછે; અને ડભોઇનિવાસી જૈનભાઇઓ તેમની સંવત્સરીને દિવસે પૂજામહોત્સવાદિ કરેછે. ડભોઇ જનાર સર્વ જૈનભાઇઓને એ પાદુકાનાં દર્શન કરી પવિત્ર થવા અમે ભલામણ કરીએ છીએ. તેમના ગ્રંથોમાંનાં જેટલાનાં નામ મને મળી શકયાં છે તે આ નીચે આપતાં અગાઉ, તેમના ખબર આપનાર મુનિ રાજ શ્રી ગંભીરવિજયજી, તથા મુનિરાજ શ્રી વીરવિજયજી, તથા મુનિરાજ શ્રી વલ્લભવિજયજી, તથા મુનિરાજ શ્રી આણંદસાગરજીનો આ સ્થળે આભાર માનું છું.

સદરહુ ગ્રંથોનાં નામ:—(૧) શ્રી અધ્યાત્મ મત પરીક્ષા (૨) શ્રી અધ્યાત્મસાર. (૩) શ્રી અધ્યાત્મોપનિષદ્. (૪) અધ્યાત્મોપદેશ (૫) નયપ્રદીપ. (૬) નયોપદેશ. અમૃત તરંગિણી ટીકા સહિત. (૭) નયરહસ્ય, (૮) ન્યાયાલોક. (૯) જૈનતર્ક ભાષા. (૧૦) સ્યાદ્વાદ રહસ્ય, (૧૧) સિદ્ધાંત તર્ક પરિષ્કાર, (૧૨) ખાદ્યખંડન. (ખંડખાદ્યવીરસ્તુતિ)

(૧૩) અનેકાંત મત વ્યવસ્થા. (૧૪) માર્ગ પરિશુદ્ધિ. (૧૫) પાતંજલ યોગશાસ્ત્ર ચતુર્થ પાદવૃત્તિ. (૧૬) આત્મખ્યાતિ. (૧૭) ઉપદેશ રહસ્ય વૃત્તિ. (૧૮) વૈરાગ્ય કલ્પલતા. (૧૯) જ્ઞાનબિંદુ. (૨૦) જ્ઞાનાર્ણવ. (૨૧) જ્ઞાનસાર. (૨૨) વિચાર બિંદુ. (૨૩) દેવધર્મ પરીક્ષા. (૨૪) ગુરૂતત્ત્વનિર્ણય સટીક. (૨૫) યતિલક્ષણ સમુચ્ચય. (૨૬) શાસ્ત્રવાર્તા સમુચ્ચય. (૨૭) સમાચારી. (૨૮) ત્રિસૂત્ર્યાલોક વિધિ. (૨૯) કર્મપ્રકૃતિવૃત્તિ. (૩૦) સમાધિ શતક. (૩૧) સમતાશતક. (૩૨) દ્રવ્યગુણ પર્યાયનો રાસ. (૩૩) શ્રીપાળનો રાસ. (પાછલો ભાગ) (૩૪) જંબુસ્વામીનો રાસ. (૩૫) યોગદૃષ્ટિ સઝ્ઝાય. (૩૬) વીરસ્તુતિ રૂપ હુંડીનું સ્તવન. (૩૭) મંદિર સ્વામીની વિનતિ રૂપ (૩૫૦) ગાથાનું સ્તવન. (૩૮) દશ મત ગભિ- ત મહાવીર સ્તવન. (૩૯) પ્રતિક્રમણ ગર્ભ હેતુ. (૪૦) મંગળવાદ. (૪૧) દિક્પટ ચોરાશી બોલ. (૪૨) સમ્યક્ શાસ્ત્રવિચાર સારપત્ર. (૪૩) શઠ પ્રકરણ તત્ત્વાર્થનો બાળાવબોધ. અઢાર પાપસ્થાનકની સઝ્ઝાય. અધ્યાત્મિક પદો વગેરે.

# ઉપોદ્ઘાત.

કોઈપણ પુસ્તકનું અધ્યયન કરતાં પહેલાં તેનો અનુબંધ ચતુષ્ટ ધ્યાંનમાં રાખવાની ઘણી જરૂર છે. તેમ નહીં કરવાથી અનેકવાર અસંતોષ ઉપજે છે. ગમે તે ભાષામાં લખાયેલો ગ્રંથ હોય તે, તે ભાષાના જાણુનારને સમજાવોજ જોઇએ એવો નિયમ નથી. અક્ષર વાંચતાં આવડયાથી અર્થ પણ સમજાતો હોત તો પછી શિક્ષણની કાંઈ જરૂર રહેત નહીં. તેની અર્થ સમજતાં શીખવું એજ જરૂરનું છે. અર્થ સમજવામાં જે કાચો હોય છે તે પોતાની ન્યૂનતાનો દોષ લેખકને માથે ચડાવે છે. તેથી ગ્રંથનો વિષય શો છે? ગ્રંથ લખવાનું પ્રયોજન શું છે? તેના અધિકારી કોણ છે? અને ગ્રંથના કર્તા કોણ છે? આટલી વાત પહેલેથીજ જાણવી જોઇએ " ગુજરાતી લીપિથી લખાયેલો ગ્રંથ, અને તે પણ સંસ્કૃતનું ભાષાન્તર, એટલે ગુજરાતી લખતાં વાંચતાં શીખેલાં સર્વે એ સમજવો જોઇએ, ન સમજાયતો ભાષાન્તરકારનો દોષ, એવી કલ્પના ઘણાને આવે, પણ તે અજ્ઞાન મૂલક છે" ............... " ગ્રંથનો જે વિષય હોય તેને અનુકૂલ શબ્દ અને વાકયરચના તે ગ્રંથમાં આવવાંજ જોઇએ. પ્રત્યેક વિષયની અમુક પરિભાષા હોય છે, તેને દૂર કરીને સામાન્ય રીતે લખતાં અર્થ શિથિલ થઇ જાય છે એટલુંજ

નહીં પણ પરંપરાથી ચાલી આવતી વિચારશ્રેણિને સમજવાનું મુખ્ય સાધન વાચકના હાથમાંથી જતું રહે છે. ” આ જ્ઞાનસાર ગ્રંથના કર્તા ઉપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી છે જેમને લગતી કેટલીએક હકીકત અગાઉ આપવામાં આવી છે. આમાં મોક્ષની નીસરણીરૂપ જૂદા જૂદા બત્રીશ વિષયોનો સમાવેશ કર્યો છે. અને અધ્યાત્મિક રીતે પ્રત્યેક વિષય ઉપર આઠ આઠ શ્લોકો લખ્યા છે; જેથી આ ગ્રંથ અષ્ટકજીના નામથી પણ ઓળખાય છે. આમાં વર્ણવેલા વિષયો ઘણાજ ઉપયોગી છે, અને તે વિષયોનું સ્વરુપ સંક્ષેપમાં બહુ સુંદર રીતે કર્યું છે. ખરેખરો જ્ઞાનનો સાર–તત્ત્વ–આ ગ્રંથમાં સમાવ્યો છે. તત્ત્વના ગવેષી, શુદ્ધ માર્ગ અંગીકાર કરનાર, અને પરંપરાએ મોક્ષ જેનું લક્ષ્ય છે એવા આ ગ્રંથના અધિકારી છે. અધિકારીનું સ્વરૂપ જાણી, પરભાવથી વિમુખ થઇ સ્વધર્મમાં સુદ્રઢ થાય એ આ ગ્રંથનું પ્રયોજન છે.

સિદ્ધપુર નગરને વિષે દિવાળી મહોત્સવમાં આ ગ્રંથ ઉપાધ્યાયજીએ સંપૂર્ણ કર્યો. પરંતુ કઈ સાલમાં રચ્યો તે નક્કી થઇ શકયું નથી. તોપણ સંવત ૧૭૩૮ અગાઉ લખ્યો એવું અનુમાન થઈ શકે છે. કેમકે શ્રી વિનયવિજયજી મહારાજ રચિત શ્રીપાલનો રાસ જે કે પૂર્ણ કર્યા પહેલાં તેમનો સ્વર્ગવાસ થયો તે રાસ યશોવિજયજી મહારાજે સંવત ૧૭૩૮ માં પૂર્ણ કર્યો. તે ગ્રંથમાં “ સર્વસમૃદ્ધિ અષ્ટક ”

નું નામ દૃષ્ટિગોચર થાય છે * તત્ત્વગ્રહણ કરવામાં તેમની કેવી માધ્યસ્થવૃત્તિ હતી તે સોળમું અષ્ટક વાંચવાથી માલમ પડશે. ગ્રંથના અંતમાં લખે છે કે " નિર્દોષ અને વસ્તુ ધર્મમાં વિરોધ રહિત જ્ઞાનસાર જેણે પ્રાપ્ત કર્યો છે અને પૌદ્ગલિક ભોગતૃષ્ણાનો જેને અભાવ થયો છે એવા મહાત્માનો આ જન્મને વિષેજ મોક્ષ છે."

આ ગ્રંથ ઉપર ગ્રંથકર્તાએ પોતેજ ભાષાર્થ લખ્યોછે. અને ત્યારપછી સંવત ૧૭૯૬ માં દેવચંદજી મહારાજે આ ગ્રંથ ઉપર સંસ્કૃત ટીકા લખી છે. ત્યારપછી મહા મુનીરાજ શ્રીમદ્ વૃદ્ધિચંદજી મહારાજના મુખ્ય શિષ્ય પંન્યાસજી શ્રીમદ્ ગંભીરવિજયજીએ આ ગ્રંથ ઉપર વિવરણ કર્યું છે. આ ગ્રંથનું ભાષાન્તર મેં વિવરણને આધારેજ કર્યુંછે. કેમકે મને ભાષાર્થની પ્રત અને દેવચંદજીની ટીકા ભાષાન્તર પુરું થતાં સુધીમાં મળી શકી નહીં. જે વિવરણ ઉપરથી આ ભાષાન્તર તૈયાર કરવામાં આવ્યું તે ઘણીજ સારી રીતે લખવામાં આવ્યુંછે. ટીકાકાર જૈનદર્શનનું સ્વરુપ સારી રીતે સમજેછે અને આગમોકત તત્ત્વનું સૂક્ષ્મ રીતે તેમણે અધ્યયન કર્યુંછે એવું આ ટીકા વાંચતાં સહજ અનુમાન થાયછે. આ ટીકા ઉપરાંત શ્રી વિનયવિજયજી મહારાજ વિરચિત નયકર્ણિકા નામના ગ્રંથ ઉ-

* અષ્ટક સકલ સમૃદ્ધિની રિદ્ધિ ઘટમાંહે દાખીરે. ખંડ ૪ થો. ઢાળ બારમી. ગાથા ૧૨ મી. મુક્તિવિજયજીકૃત ટબાવાળી પ્રત,

પર તેમણે સંસ્કૃત ટીકા સંવત ૧૯૪૧ માં લખી છે. ત્યાર પછી સંવત ૧૯૫૨ ના આસો શુદ બીજને દિવસે યશોવિજયજીકૃત અધ્યાત્મસાર નામના ગ્રંથ ઉપર સાત હજાર શ્લોક પ્રમાણ ટીકા રચીછે. આ ગ્રંથનું વિવરણ ગતવર્ષમાં સંપૂર્ણ કર્યુંછે. ભાષા સરલ છે અને શબ્દરચના ઘણીજ સુંદરછે. સંસ્કૃત જાણનારને એ ટીકા વાંચવાથી ઘણોજ લાભ થશે. તેઓ સાહેબ દીર્ઘાયુ થાઓ અને પૂર્વાચાર્ય રચિત ગ્રંથો ઉપર આવી આવી અનેક ટીકા લખો એવી પરમેશ્વર પ્રત્યે પ્રાર્થના છે.

આ ગ્રંથ શાંત રીતે મનન કરવાનોછે. નવલકથાની જેમ ઉતાવળે વાંચવાથી બિલકુલ લાભ થવા સંભવ નથી, ધીમે ધીમે વાંચી સમજવાનો પ્રયાસ કરવાથી ઘણો લાભ થશે અને વસ્તુનું યથાર્થ સ્વરૂપ સમજાશે. આ ગ્રંથ એકદમ ન સમજી શકે તેને માટે આ ગ્રંથનો ટુંક સાર આપ્યો છે. આ ગ્રંથ પોતેજ સારરૂપ છે તેથી તેનો સાર લખવો અનુચિત છે. છતાં પૂર્વોકત કારણથી લખ્યો છે તે નીચે પ્રમાણે---

ગ્રંથના આરંભમાં મંગલાચરણ કરવું જોઇએ. તે પ્રમાણે આ ગ્રંથમાં મંગળાચરણ કરેલું નથી; કારણકે આ ગ્રંથ પોતેજ મંગળરૂપ છે તોપણ શુદ્ધ આત્મસ્વરૂપનું નિરૂપણ કરવારૂપ ભાવ મંગળ પહેલા અષ્ટકના પહેલા શ્લોકમાં બતાવે છે. પૂર્ણતા એટલે શું ( પૂર્ણતાષ્ટક. ૧. ) તે પહેલા અષ્ટકનો વિષય છે. જ્ઞાન, દર્શન વગેરે આત્માની જે લક્ષ્મી

છે તેથી જે સુખ ઉપજે છે તે સુખમય થવું, આત્માના સ્વરૂપમાં રમણુ કરવું તેનુંજ નામ પૂર્ણતા કહેવાય. પ્રત્યેક જીવ પોતાના ગુણરાશિથી યુક્ત છે, માટે સજ્જન પુરૂષે જાતિ, કુળ, તપ, લાભ, બુદ્ધિ વગેરેનો મદ તજી આત્મીય લક્ષ્મીની પૂર્ણતા પ્રાપ્ત કરવા પ્રયાસ કરવો જોઇએ. ૧. ધનધાન્યાદિ પરવસ્તુથી પૂર્ણપણું માનવું એ ખોટું છે, પરંતુ નિજ સ્વભાવની પૂર્ણતા તેજ ખરી પૂર્ણતા છે. ૨. ભ્રાંતિથી માનેલી પૂર્ણતા વાસ્તવિક નથી. કેમકે પૌદ્ગલિક વસ્તુથી થયેલી પૂર્ણતા આ ભવ તેમજ પરભવમાં દુઃખ આપે છે. ૩. જ્યાં સુધી પૂર્ણાનંદપણું પ્રાપ્ત થયું નથી ત્યાંસુધી રંકપણું જતુંજ નથી. જે મહાપુરૂષની જ્ઞાનદૃષ્ટિ હમેશાં જાગ્રત છે તેને તૃષ્ણા રહેતી નથી. ૪. બાહ્યવસ્તુનો ત્યાગ કરવો તેનું નામજ પૂર્ણતા છે. ૫. કેમકે આત્માનો આનંદ એવો છે કે પરવસ્તુથી પૂર્ણ કરીએ તો અપૂર્ણ થઇ જાય છે અને પરવસ્તુથી અપૂર્ણ હોયતોજ પૂર્ણ થાય છે. ૬. પૂર્વોક્ત આત્માના સુખમાં જે પૂર્ણ છે તેને કોઇપણ પ્રકારની ન્યૂનતા નથી. ૭. તે પૂર્ણતાનો અવસર ક્યારે આવશે ? અર્ધ પુદ્ગલપરાવર્તન માત્ર સંસાર જ્યારે રહેશે ત્યારે પૂર્ણિમાના ચંદ્રની જેમ પૂર્ણાનંદરૂપી ચંદ્ર પ્રકાશમાન થશે. ૮.

(મગ્નતાષ્ટકમ્. ૨.) સ્વપરનો વિવેક કરી આત્મગુણમાં નિમગ્ન થયા વિના પૂર્ણતા પ્રાપ્ત થતી નથી તેથી બીજા અ-

ષ્ટકમાં મગ્નતાનું સ્વરૂપ બતાવે છે. ઇંદ્રિયોને ઉપયોગ પૂ-
ર્વક જે નિયમમાં રાખેછે અને જ્ઞાનની નિશ્ચલતા ધારણ
કરે છે જ્ઞાનમાં લય થઈ જાય છે તે મગ્ન કહેવાય છે. ૧.
જ્ઞાન સમુદ્રમાં આત્માના અનુભવમાં જે ઉપયોગવંત છે
તેને પરવસ્તુમાં પ્રવૃત્તિ કરવી તે ઝેર જેવી લાગે છે. ૨.
જગત્‌ના તત્ત્વને જે જાણેછે અને આત્મજ્ઞાનમાં જે મગ્ન
છે, તેવો પુરૂષ, પરભાવનો પોતે કર્તા નથી માત્ર સાક્ષી-
રૂપ જ્ઞાતા છે એમ સમજે છે. ૩. આત્મસ્વરૂપમાં મગ્ન
થયેલાને ઓળખવાનું લક્ષણ બતાવે છે કે તેવા પુરૂષોને
પૌદ્ગલિક કથા નિરસ લાગે છે. તેમજ ઇચ્છા રહિત હો-
વાથી અર્થ અને કામ તે પુરૂષને અસર કરી શકતા નથી.
૪. મગ્ન પુરૂષની પ્રશસ્ત ( તેજો ) લેશ્યા વૃદ્ધિ પામે છે. ૫.
જ્ઞાન મગ્ન થયેલાના સુખનું વર્ણન કોણ કરી શકે ? ૬.
કેમકે શુદ્ધ જ્ઞાનનું બિંદુ માત્ર પણ શમતાનું પોષણ ક-
રેછે તો પછી તે જ્ઞાનમાં મગ્ન થયેલાના સુખનું શું કહે-
વું ? ૭. જેની દૃષ્ટિ કૃપાથી ભરેલી છે અને જેની વાણી
અમૃતમય છે એવા, અને જ્ઞાન, ધ્યાનમાં મગ્ન પુરૂષને
નમસ્કાર છે. ૮.

( સ્થિરતાષ્ટક. ૩. ) આ જીવ અનાદિ કાલથી અશુદ્ધ-
તામાં મગ્ન થયેલ છે અરે તેથી સ્વરૂપના સુખની પ્રાપ્તિ
થઈ નથી. ઇંદ્રિયસુખની ઇચ્છાથી ચંચલ મનવાળો છે. તે

ચંચલતા તજી સ્થિરતા પ્રાપ્ત કર્યાવિના આત્મસ્વરૂપમાં મગ્નતા પ્રાપ્ત થતી નથી માટે હવે સ્થિરતાનું સ્વરૂપ બતાવે છે. આત્માને પ્રાપ્ત કરવાની વસ્તુ ધર્મ અને મોક્ષ છે. તે વસ્તુ વનિતાદિ પરવસ્તુમાંથી મળી શકે તેમ નથી માટે પરવસ્તુમાંથી તે પ્રાપ્ત કરવાનો પ્રયાસ કરી ક્લેશનો અનુભવ કરવો તે નિરર્થક છે. માટે ચંચલતા તજીને સ્વભાવમાં સ્થિર થવું એજ કર્તવ્ય છે. ૧. લોભથી જ્ઞાનનો નાશ થાય છે માટે તેનો ત્યાગ કરવો એજ શ્રેય છે, અસ્થિર ચિત્તે કરેલી મોક્ષ આપનારી ક્રિયા પણ નિષ્ફલ થાય છે. ૨. જ્યાં સુધી મન સ્થિર થયું નથી ત્યાં સુધી ઉત્પન્ન થયેલા વિવિધ વિકારની રક્ષા કરવી તે કલ્યાણકારી નથી. ૩. અસ્થિરતા નિર્મૂળ થઈ નથી ત્યાંસુધી ક્રિયાના ફળની સિદ્ધિ નથી. ૪. મન, વચન, અને કાયાએ કરીને જેની સ્થિરતા અંગાંગિત થઇ છે એવા યોગીને અરણ્ય તેમજ શહેર સરખુંજ છે. ૫. જેણે સ્થિરતા પ્રાપ્ત કરી છે તેને સંકલ્પ વિકલ્પ થતા નથી. ૬. મન અસ્થિર હોય ત્યાં સુધી સમાધિમાં અડચણ થવાનીજ. ૭. માટે બીજી વસ્તુનો પરિહાર કરીને સ્થિરતા પ્રાપ્ત કરવા ઉદ્યમ કરવો જોઇએ. ૮.

( મોહાષ્ટક. ૪. ) પૂર્વોક્ત સ્થિરતા મોહના ત્યાગથી સુલભ છે તેથી હવે મોહત્યાગ વર્ણવે છે. મોહ એટલે

મોહનીયકર્મ. આત્માથી અન્ય પદાર્થમાં મારાપણાની બુદ્ધિ, હું અને મારૂં, આથી સર્વ જગત્ અંધ થયેલું છે. પરંતુ પરવસ્તુનો હું સ્વામી, સંબંધી નથી એવી સમજણ મોહને જીતનારી છે. ૧. હું શુદ્ધ આત્મા છું, શુદ્ધ જ્ઞાન મારો ગુણ છે, હું અન્ય નથી, અને બીજું કાંઇ મારૂં નથી, આવું જ્ઞાન મોહને કાપી નાંખે છે. ૨. રાગાદિ પરિણામ ઉત્પન્ન કરનાર કર્મ જ્યારે ઉદયમાં આવે ત્યારે પોતાના ઉપયોગથી જે ખસતો નથી તે પાપકર્મથી બંધાતો નથી. કેમકે રાગ અને દ્વેષ જે બંધનના હેતુ છે તેથી તે રહિત છે. ૩. મોહનો જેને અભાવ થયો છે અને જે તત્ત્વ સમજ્યો છે એવો યોગી સંસારમાં પરિભ્રમણ કરતો ખેદ પામતો નથી. ૪. મોહવશ થયેલો જીવ જન્મ, જરા, મરણાદિ દુઃખ પામેછે, માટે મોહ તજી દેવો જોઇએ. ૫. આત્માનું નિજ સ્વરૂપ નિર્મળ છે તે સ્વરૂપને ઉપાધિગ્રસ્ત જોઇ શકતો નથી અને તેથી હર્ષ શોકાદિથી આકુલવ્યાકુલ થાય છે. ૬. મોહગ્રસ્ત જીવની આગળ મોહત્યાગીના સુખનું વર્ણન થઇ શકે તેમ નથી. મોહત્યાગી આત્મા. ૭. પરવસ્તુને વિષે કદી મોહ પામતો નથી. ૮.

(જ્ઞાનાષ્ટક. ૫.) ચોથા અષ્ટકમા ઉપદેશ કરેલો મોહત્યાગ જ્ઞાનીઓ કરી શકેછે માટે હવે જ્ઞાનાષ્ટક કહેછે. જ્ઞાની એટલે હેય અને ઉપાદેયે કરીને સમ્યગ્ વસ્તુના જાણનાર.

૧. તેજ જ્ઞાનછે કે જેથી આત્મા વારંવાર મોક્ષપદમાં તન્મય થાયછે. ૨. નિજભાવના લાભનું જે કારણ છે તેજ જ્ઞાન કહેવાય. તેથી અન્ય બુદ્ધિને અંધ કરનારૂં છે. ૩. વાદપ્રતિવાદ કરનાર, ઘાંચીના બળદની જેમ તત્ત્વનો પાર પામતો નથી. ૪. તેથી વાદ બુદ્ધિમાં પાંડિત્ય તજીને પરમાર્થગ્રાહી જ્ઞાનમાં ઉદ્યમ કરવો યોગ્ય છે. ૫. રાગદ્વેષની ગાંઠ કાપી નાંખે એવું જ્ઞાન જેને થયું છે તેને શાસ્ત્રબંધનની જરૂર નથી. કેમકે જેની દૃષ્ટિ અંધકારનો નાશ કરનારી છે તેને દીવાની જરૂર નથી. ૬. મિથ્યાત્વનો જેણે નાશ કરી જ્ઞાન પ્રાપ્ત કર્યું છે એવો યોગી આનંદવનમાં નિર્ભયપણે વિલાસ કરેછે. ૭. કેમકે જ્ઞાન છે તે અમૃત છે, રસાયણ છે, અને ધનાદિની અપેક્ષા રહિત છે. ૮.

( શમાષ્ટક. ૬. ) પૂર્વોક્ત જ્ઞાન શાંત સ્વભાવવાળાનું હોય છે માટે હવે શમાષ્ટક કહેછે. અજ્ઞાનથી થતા વિકલ્પરહિત અને નિજભાવનું જેમાં સદા આલંબન છે એવી જ્ઞાનની નિપુણતાને શમ કહછે. ૧. સત્તામાં સર્વ જીવ સરખા છે. તેથી સર્વ જગત્‌ને સમ ગણનારો યોગી મોક્ષ પ્રાપ્ત કરે છે. યોગારૂઢ થવાની ઇચ્છાવાળા બાહ્યક્રિયાને સેવેછે, પરંતુ જેણે સમતા પ્રાપ્ત કરીછે તે શાંત સ્વભાવથીજ કર્મરહિત થાયછે. ધ્યાનરૂપી વરસાદથી દયારૂપી નદીનું સમતારૂપી પૂર પ્રસરે છે ત્યારે વિકારરૂપી વૃક્ષનું ઉન્મૂલન થાય છે,

વિકાર માત્રનો અભાવ થાયછે. ૪. જ્ઞાન, ધ્યાન, તપ, શીલ અને સમ્યકત્વવાન્ સાધુ જે ગુણ પ્રાપ્ત કરતો નથી તે ગુંણ સમતાવાળા સાધુ પ્રાપ્ત કરેછે. ૫. સમતાવંતની સરખામિણી કરવી એ અસંભવિત છે. ૬. કેમકે મન હમેશાં સમતાવાળું છે તેને રાગનો અભાવ થઇ જાય છે. ૭. જ્ઞાન અને ધ્યાને કરાને મુનિરાજની સમતા વિજયવંતછે. ૮.

( ઇંદ્રિયજયાષ્ટક. ૭. ) ઇંદ્રિયોનો જય કરવાથી સમતા સુલભ છે માટે ઇંદ્રિયોપર જય મેળવવાનો ઉપદેશ કરેછે. સંસારની જેને બીકછે, અને મોક્ષની ઇચ્છા છે તેણે ઇંદ્રિયોપર જય મેળવવો જોઇએ. ૧. જેમ જેમ વિષયો ભોગવાય છે તેમ તેમ તે ભોગ ભોગવવાની ઇચ્છા વધતી જાય છે. ભોગતૃષ્ણાથી ઇંદ્રિયો પ્રબલ થાયછે અને વિકાર ઉત્પન્ન કરેછે. તે વિકારોથી આત્મા મૂર્ચ્છિત થાય છે. ૨. હજારો નદીઓથી સમુદ્ર જેમ પૂરાતો નથી તેમ વિષયભોગથી ઇંદ્રિયો તૃપ્ત થતી નથી. ૩. અને મોહનીય કર્મની દાસીરૂપ ઇંદ્રિયો આત્માને ચાર ગતિમાં રખડાવે છે. ૪. ઇંદ્રિયોથી મોહિત થયેલો જ્ઞાનરૂપી અક્ષય ખજાનો જોઈ શકતો નથી. ૫. તેથી તે જ્ઞાનામૃતનો ત્યાગ કરી મૂઢમતિ ઇંદ્રિય અર્થમાં રોગાતુર થાય છે. ૬. એકજ ઇંદ્રિયને આસકત થયેલાના જીવનું જોખમ થાય છે તો પાંચે ઇંદ્રિયોને વશ થયેલાના દુઃખનું શું કહેવું ? ૭. વિવેકનો નાશ કરનાર

અને સમાધિનું હરણ કરનાર એવી ઇંદ્રિયોથી જે જીતાએલો નથી તેજ ધીર પુરૂષમાં અગ્રેસર છે. ૮.

( ત્યાગાષ્ટક. ૮. ) ઇંદ્રિયો ઉપર જય મેળવવો તે ત્યાગથીજ થાયછે માટે હવે ત્યાગાષ્ટક વર્ણવે છે. ૧. જેના આત્માની પરિણતિ નિજભાવને અભિમુખ છે એવો આત્મા ઉપયોગ અને ધૈર્યતાનો આશ્રય લેછે. ૨. અને લૌકિક માતાપિતાનો ત્યાગ કરેછે. ૩. એવા ત્યાગીના બ્રહ્મચર્યાદિ બંધુઓ છે, સમતા સ્ત્રી છે, અને સમક્તિવાળા તેની જ્ઞાતિ છે. ક્ષાયિક ભાવ જેણે પ્રાપ્ત કર્યો છે તેને ક્ષયોપશમાદિભાવ તજવા યોગ્ય છે, કેમકે તે પણ કિંચિત્ અશુદ્ધ છે—અનાદિ નથી અને અનંત પણ નથી. ૪. આત્મતત્ત્વનો જ્યાંસુધી પ્રકાશ થતો નથી ત્યાંસુધી ઉત્તમ ગુરૂની સેવા કરવી અવશ્ય છે. ત્યારપછી પોતેજ ગુરૂપણું પ્રાપ્ત કરે છે અને અન્ય ગુરૂની અપેક્ષા રહેતી નથી. ૫. વિનય, બહુમાન આદિ જ્ઞાનાચાર કેવલજ્ઞાનની પ્રાપ્તિ સુધી સેવ્ય છે. તેવી રીતે દર્શનાચારાદિની સીમા સમજવી. પરંતુ નિર્વિકલ્પ ત્યાગને વિષે આવશ્યકાદિ ક્રિયાનું પ્રયોજન નથી. ૬. મન, વચન અને કાયાના વ્યાપારનો ત્યાગ કરવાથી યોગસંન્યાસ થાય અને તે અવસ્થા પ્રાપ્ત કર્યાથી છદ્મસ્થ અવસ્થાનો ત્યાગ કરી પરબ્રહ્મ થાયછે. ૭. સકલ વિભાવ જેણે તજ્યો છે એવાં આત્માનું સ્વરૂપ અનંત ગુણોથી

પૂર્ણ હોઇને અભ્રરહિત ચંદ્રની જેમ પ્રકાશે છે. ૮.

( ક્રિયાષ્ટક. ૯. ) પરભાવનો ત્યાગ કરવારૂપ ક્રિયાપણ કર્યા વિના થતી નથી. માટે હવે ક્રિયાષ્ટક કહે છે. સર્વજ્ઞે કહેલું શાસ્ત્ર ગુરૂમુખથી જે ગ્રહણ કરે તેને જ્ઞાની કહીએ. એવા જ્ઞાની અને વળી આત્મગુણને અનુસરતી ક્રિયા કરનાર પોતે આ ભવ તરી જાય છે, અને બીજાને પણ તારવાને સમર્થ થાયછે. ૧. ગતિ નહીં કરનાર માર્ગના જાણનારની જેમ ક્રિયારહિત જ્ઞાન કાંઈ કામનું નથી. ૨. જ્ઞાને કરીને જે પૂર્ણ છે તેને પણ પોતાને ઉચિત ક્રિયા કરવી જોઇએ. ૩. માત્ર જ્ઞાનથીજ મોક્ષની અભિલાષા રાખી ક્રિયાને વિષે જે ઉદ્યમવંત નથી તે, મુખમાં કોળીઆ મુકયા સિવાય તૃપ્તિને ઇચ્છનાર છે. ૪. ગુણવાનના બહુમાનની અને વ્રતનિયમના સ્મરણની હેતુભૂત સત્ક્રિયા, ઉપજેલા ભાવથી પાડતી નથી અને નવીન ભાવ ઉપજાવે છે. ૫. અને પતિતનો પણ ઉદ્ધાર કરે છે. ૬. તે કારણથી ગુણની વૃદ્ધિને માટે અથવા સ્ખલના ન થાય તે માટે ક્રિયા કરવી જોઇએ. ૭. જે જે ક્રિયા દોષવાળી છે તેનો ત્યાગ કરી મોક્ષ સાધવામાં હેતુભૂત આત્મગુણના સાધનરૂપ ક્રિયા અવશ્ય કરવી જોઇએ. ૮.

( તૃપ્ત્યાષ્ટક. ૧૦. ) ક્રિયા કરનાર કોઇ વખતે મદ અને લોભથી સારી ક્રિયા નિષ્ફલ કરે છે માટે કષાયનો

ત્યાગપૂર્વક ક્રિયા કરવી જોઇએ. કષાયનો ત્યાગ પણ સ્વ-
રૂપભોગની તૃપ્તિથીજ થાય છે માટે હવે તૃપ્તિઅષ્ટક કહે
છે. આત્મસ્વરૂપનું મનન કરે તેને મુનિ કહીએ. તે મુનિ
જ્ઞાનરૂપી અમૃતનું પાન કરે છે, ક્રિયારૂપી ફલાહાર કરે
છે અને સર્વત્ર તુલ્યદૃષ્ટિ રૂપ મુખવાસ લઈ તૃપ્ત થાય છે.
૧. આ તૃપ્તિનું સ્વરૂપ એવું છે કે તે થયા પછી કોઇ વ-
ખતે નાશ પામતી નથી. કોઇ વખત નાશ ન થાય એવી
ઇચ્છાની નિવૃત્તિનું નામ તૃપ્તિ છે. ૨. આત્મસ્વરૂપના અ-
નુભવરસથી જે તૃપ્તિ થાય છે તે મન અને વાણિથી અ-
ગોચર છે. ૩. પરંતુ અભિમાનથી થયેલી સાંસારિક તૃપ્તિ
મિથ્યા છે. આત્માનો અનુભવ કરવો તેજ ખરી તૃપ્તિ છે.
કેમકે પુદ્ગલથી પુદ્ગલજ તૃપ્ત થાય છે, ૪, માટે પુદ્ગલથી
આત્માની તૃપ્તિ માનવી એ અયુક્ત છે. ૫. પુદ્ગલાનંદીને આ-
ત્માના આનંદનો અનુભવ થતો નથી. ૬. એવાને ભવાભિ-
નંદી જાણવા. માત્ર આત્મજ્ઞાનમાં મગ્ન થયેલાજ મોક્ષ-
ગામી જાણવા. ૭. વિષયના ભોગમાં લુબ્ધ થયેલા જીવ
કોઇ કાળે તૃપ્ત થતાજ નથી. માટે આત્મજ્ઞાનીજ ખરે-
ખરા સુખી છે. ૮.

( નિર્લેપાષ્ટક. ૧૧. ) પૂર્ણાનંદની તૃપ્તિ અલિપ્તનેજ થાય
છે માટે હવે નિર્લેપાષ્ટક કહે છે. પાપ કર્મથી જેનો આ-
ત્મા લેપાતો નથી તેજ ખરો મુનિ છે. ૧. આત્માને વિષે

આત્મપણાનો નિશ્ચય કરી સર્વ પરવસ્તુ પરરૂપે જાણે છે, જ્ઞાને કરીને ઉપયોગવંત છે, અને સમજે છે કે પુદ્ગલનો પોતે કર્તા નથી, કરાવનાર નથી, તેમજ તેના ગુણનો અનુયાયી નથી,આવો આત્મા લેપાતો નથી. ૨. અંજનથી આકાશ જેમ લેપાતું નથી તેવીજ રીતે પુદ્ગલથી આત્મા લેપાતો નથી. ૩. આત્માની શક્તિ પરભાવથી ખેંચીને નિજભાવમાં પ્રવર્તાવે તેટલીજ બંધનરહિત છે, પણ પરભાવમાં પ્રવર્તાવવાથી બંધનરૂપ થાય છે, એમ સમજનારને સર્વ ક્રિયા ઉપકારી થાય છે. ૪. જિનકલ્પીના જેવી ક્રિયાનો અભ્યાસી, જો ગર્વ કરે તો ઉલટાં નવાં કર્મ બાંધે છે. પરંતુ આત્મજ્ઞાનના અનુભવમાં મગ્ન, અને ભાવનાએ કરીને મુક્ત, એવો ક્રિયારહિત હોય તોપણ લેપાતો નથી. ૫. નિશ્ચયનયથી જોતાં આત્મા અલિપ્ત છે. શુદ્ધ છે. અને શુદ્ધ સ્વરૂપનું ધ્યાન કરતો આત્મા મોક્ષગામી થાય છે. વ્યવહારનયથી જોતાં આત્મા લિપ્ત છે. અનાદિકાળના પાપરૂપી મેલથી હું લેપાયેલો છું માટે શુદ્ધ થાઊં એમ વિચારી મોહનો નાશ કરવાથી મોક્ષસ્થ થાય છે. ૬. કોઈ વખતે જ્ઞાનની મુખ્યતાની સાથે ક્રિયાનું ગૌણપણું છે અને બીજી વખતે ક્રિયાની મુખ્યતાની સાથે જ્ઞાનની ગૌણતા છે. પરંતુ જ્ઞાન અને ક્રિયાનો સમાવેશ મોક્ષનું સાધન છે. ૭. માટે જ્ઞાનપૂર્વક જેનું અનુષ્ઠાન દોષરહિત છે તેવા

મહાત્માને નમસ્કાર છે. ૮.

( નિઃસ્પૃહાષ્ટક. ૧૨. ) પોતાના સહજ સ્વભાવ સિવાય આત્માને બીજું કાંઈ મેળવવાનું નથી. એવું સમજીને મુનિ પરવસ્તુને વિષે ઇચ્છાનો ત્યાગ કરે છે. કેમકે જ્ઞાનદર્શનાદિ જે આત્માના નિજ ગુણ છે તે સિવાય બીજી વસ્તુની સ્પૃહાવાળાની વિડંબના થતી જોવામાં આવે છે. ૧. આત્માર્થીને આ આખું જગત્ તૃણવત્ છે. ૨. અને તેથી ધર્મજીવનનો નાશ કરનારી સ્પૃહારૂપી વિષવેલડીને જ્ઞાનરૂપી દાતરડાંથી પંડિતો કાપી નાંખેછે. ૩. સ્પૃહાવાળા પુર્ગલાનંદી હોય છે એમ સમજીને સ્પૃહાને હૃદયમાં જરાપણ અવકાશ આપવો નહીં. ૪. ભારે વસ્તુ જલમાં બુડી જાય તે તો સ્વતઃ સિદ્ધ છે પરંતુ સ્પૃહાવંત હલકા છતાં સંસારમાં ડુબે છે. ૫. જે મુનિ ઇચ્છારહિત છે તેને લોક વંદના કરે અને ગાંભીર્યાદિ ગુણે કરીને સહિત હોય તોપણ પોતાના ગુણે ને પ્રગટ કરતા નથી. ૬. ભૂમિ ઉપર શયન કરનાર, ભિક્ષાભોજન જમનાર, અને વનમાં રહેનાર ઇચ્છારહિતને ચક્રવર્તી કરતાં અધિક સુખ છે. કેમકે તે નિરાકુલ આનંદમય છે. ૭. બીજાની ઇચ્છા કરવી એજ મોટું દુઃખ છે, અને ઇચ્છારહિત થવું એજ ખરેખરૂં સુખ છે એમ સંક્ષેપમાં સમજવું. ૮.

( મૌનાષ્ટક. ૧૩. ) જગત્ના તત્વને જે માને છે, શ્રદ્ધા-

પૂર્વક જાણેછે તે મુનિ કહેવાય. આવું જે મુનિત્વ-મૌન-મુનિનો ભાવ-તેનું નામજ સમ્યકત્વ છે, અને સમકિત દર્શને કરીને હેયોપાદેયતાના વિભાગ કરી ઉપાદેયને વિષે રમણ કરવું તેનું નામ મૌનછે. ૧. ચૈતન્ય પોતેજ વિષય છે અને સહવિષયમાં વિષયને જાણેછે. ૨. જ્ઞાનનયથી વિચારીએ તો આત્મભાવમાં રમણ કરવાથી, અને ક્રિયાનયથી વિચારીએ તો યથા પ્રવૃત્તિઆદિ કરણ વિશેષે કરીને, જ્ઞાન, દર્શન, અને ચારિત્ર સાધવાનાં છે. ૩. જેવીરીતે ખોટાં રત્નને ખરૂં માનવાથી જે જ્ઞાન થાય છે તે જ્ઞાન સાચાં રત્તની પરીક્ષા કરવામાં નિરૂપયોગી છે. ૪. તેવી રીતે જે જ્ઞાનથી દોષની નિવૃત્તિ થતી નથી તે જ્ઞાન જ્ઞાન નથી પરંતુ અજ્ઞાનજ છે. ૫. આ સંસારના ઉન્માદને બરાબર ઓળખીને મુનિ આત્માને વિષેજ તૃપ્ત થાય છે. ૬. કોઇને શંકા થાય કે બોલ્યા વિના ચુપ બેસી રહેવું તેનું નામ “ મૌન ” નહીં ? જવાબ એટલોજ કે ના. કેમકે ચુપ રહેવું તે તો એકેંદ્રિયજીવને પણ સુલભ છે. પરંતુ મન, વચન, અને કાયાને, પુદ્‌ગલમાં જતાં અટકાવતાં તેનું નામજ મૌન છે. ૭. આત્માના ગુણમાં રમણ કરનાર જે પુરૂષની ક્રિયા જ્ઞાનમયી છે તેનું મૌન સર્વોત્તમ છે. ૮.

( વિદ્યાષ્ટક. ૧૪. ) યોગના આચાર્યો કહેછે કે આ મારો આત્મા શુદ્ધ છે, નિત્ય છે, એમ જે જાણવું તેનું

નામજ વિદ્યા છે. આથી જે વિપરીત તે અવિદ્યા છે. ૧. આત્મા નિત્ય છે અને પરનો સંગ અનિત્ય છે એવું જે યથાર્થ જાણે છે તેને વિષે મોહ પ્રવેશ કરી શકતો નથી. ૨. જેની બુદ્ધિ પરિપકવ છે તે સમજે છે કે અનેક પાપનું મૂળ લક્ષ્મી લાંબો વખત રહેતી નથી. જીવિત પવનની જેમ અસ્થિર છે. અને આ શરીર ક્ષણમાં નાશ થઈ જાય તેવું છે. ૩. શુક્રશોણિતથી જેની ઉત્પત્તિ થઈ એવું આ શરીર સ્નાનવિલેપનથી પવિત્ર થાય છે એ એક ભ્રમજ છે. ૪. ખરેખર પવિત્રતો તેજ કે જે સમતારૂપી જલમાં સ્નાન કરે છે, અને કર્મરૂપી મેલ દૂર કરી ફરીથી પોતાના આત્માને મલિન કરતો નથી. ૫. પરવસ્તુને પોતાની માનવી એ એક પાશ છે; અને તે પાશથી આત્મા બદ્ધ થાય છે. ૬. માટે આત્માનેજ પોતાનો માનવો ૭. પરવસ્તુને પોતાની માનવારૂપ અંધકારનો જ્યારે નાશ થાય છે ત્યારે આત્મધર્મને વિષે મારાપણાની બુદ્ધિ થાય છે. અને તેવી જ્ઞાનદૃષ્ટિએ કરીને પોતાને વિષેજ પરબ્રહ્મને જુએ છે. ૮.

( વિવેકાષ્ટક. ૧૫. ) દુધ અને પાણીની જેમ અનાદિ કાળથી સંયુક્ત થયેલ જીવ અને કર્મને જે જૂદા કરે છે, જડની જડરૂપે અને ચેતનની ચેતનરૂપે જે વ્યવસ્થા કરે છે, તેનું નામ વિવેકી–સ્વપરનું વિવેચન કરનાર છે. ૧. આ

દેહ એજ આત્મા છે, આ દેહથી આત્મા જૂદો નથી, આવો અવિવેક હમેશાં સુલભ છે. પરંતુ દેહ અને આત્મા જૂદા છે એવી સમજણ કોટિ ભવમાં પણ આવતી નથી. ૨. દેહથી આત્મા જૂદો છે એમ મરતી વખતે અનેકવાર જાણ્યા છતાં તે બન્ને એકજ છે એમ બુદ્ધિના વિપર્યાસથી લાગે છે ૩. કર્મકૃતને આત્મકૃત માનવું એ અવિવેક છે. ૪. ધંતુરાનું પાન કરનારને પીળી વસ્તુઓ સુવર્ણ છે એવું ભાન થાય છે, તેમજ અવિવેકીને દેહ એજ આત્મા છે, એવી ભ્રાંતિ થાય છે. ૫. જે પરમ ભાવના સંપી છે તે, સુર, નર, પશુપણું હું છું એમ માનતા નથી. પરંતુ તેથી ભિન્ન છું, એમ માને છે. ૬. આત્મા આત્માને આત્માએ કરીને આત્માને માટે, આત્માને વિષે જાણે છે. ૭. કર્મરૂપી શત્રુનું નિકંદન કરવાને મુનિની પાસે સંયમરૂપી શસ્ત્ર છે, તે શસ્ત્ર વિવેકરૂપી સરાણ ઉપર ચડાવેલું છે, અને સંતોષરૂપી ધારથી ઉત્કટ કરેલું છે આથી સર્વ કર્મશત્રુનો નાશ કરી શકે છે. ૮.

( માધ્યસ્થાષ્ટક. ૧૬. ) શુદ્ધ અંતરંગે કરીને પક્ષપાતરહિત શુદ્ધ આશયમાં સ્થિતિ કરો. ૧. અપક્ષપાતી મધ્યસ્થ પુરૂષોનું મન યથાર્થ સ્વરૂપ ગ્રહણ કરવામાં ઉદ્યમવંત છે પરંતુ જે શુષ્કવાદી છે તે, સમાધાનસ્થાનથી પ્રચ્યુત થઈ વિવાદસ્થાનમાં વિહાર કરે છે ૨. સાતે નય

પોત પોતાના પક્ષમાં સત્ય છે. અને પરપક્ષમાં નિષ્ફલ છે. કેમકે દરેક નય વસ્તુનો એક અંશ ગ્રહણ કરે છે, તેથી તે નયોમાં મધ્યસ્થ પુરૂષ તુલ્યદષ્ટિ રાખે છે. આમ છે માટે એકજ નયનું આલંબન કરનાર મધ્યસ્થ હોઈ શકે નહીં. ૩. સર્વ પ્રાણી પોતે કરેલાં કર્મોને આધીન હોઈ તેનાં ફળ ભોગવે છે. તેમની પ્રત્યે મધ્યસ્થ રાગ-દ્વેષ ધરતો નથી. ૪. બીજાના દોષ ગ્રહણ કરવાને મન જ્યારે તત્પર થાય તે પહેલાં આત્મભાવમાં મગ્ન થઈ જવું એ જ શ્રેય છે. ૫. મધ્યસ્થના માર્ગો જો કે જૂદા જૂદા છે તોપણ સર્વ નદીઓ જેમ સમુદ્રને મળે છે તેમ તે સર્વ માર્ગો એક બ્રહ્મસ્વરૂપને પ્રાપ્ત કરેછે. ૬. તત્ત્વની પરીક્ષા કરી તેનું ગ્રહણ કરે અને અતત્ત્વનો ત્યાગ કરે તેજ અપક્ષપાતી સમજવો. ૭. માર્ગમાં મોક્ષ આરાધકપણું છે એમ અમે માનીએ છીએ અને રાગદ્વેષથી દૂર રહી જગતના ભાવને શુદ્ધ રીતે જાણી કલ્યાણની આશા રાખીએ છીએ. ૮.

(નિર્ભયાષ્ટક.૧૭.)આ જગતમાં ભયરહિત કોણછે? આત્માથીભિન્નએવા દેહ, વિષયાદિથી સુખની ઈચ્છા જેને નથી તેજ રેખર નિર્ભય છે. ૧. આ સંસારનું સુખ, ભયરૂપી અગ્નિની ભસ્મ જેવું છે. માટે ખરા સુખનું શોધણ કરનાર ઈહલોક પરલોકાદિ ભયનો ત્યાગ કરવો જોઇએ. ૨. મુનિને કાંઈસંતાડવાનું નથી, આરોપ્ય નથી, હેય નથી, તેમજદેય ન-

થી. જ્ઞેયને જ્ઞાનથી જાણે છે, માટે તે નિર્ભયજ છે. ૩. જ્ઞાનરૂપી શસ્ત્રથી મોહનીય કર્મનો નાશ કરે છે, અને કર્મયુદ્ધમાં જરા પણ ડરતા નથી. ૪. જ્ઞાનનો વિલાસ જેના ચિત્તમાં વ્યાપી રહ્યો છે તેના આનંદમાં કોઇ પણ ભય રહી શકતો નથી. ૫. કેમકે મોહના શસ્ત્રને જેણે વિફળ કર્યું છે અને જ્ઞાનકવચ ધારણ કર્યું છે તેને કોનો ભય છે? અને કોણ તેનો પરાજય કરી શકે? ૬. જે ભયથી મૂઢ લોકો ત્રાસ પામે છે તે ભયથી જ્ઞાનીનું એક રોમ પણ કંપાયમાન થતું નથી. ૭. માટે જેના ચિત્તમાં નિર્ભય ચારિત્ર વ્યાપી રહ્યું છે એવા અખંડ જ્ઞાનરાજ્યવાળા સાધુને ક્યાંથી ભય હોય? ૮

( અનાત્મશંસાષ્ટક. ૧૮. ) જો ગુણની સંપૂર્ણતા નથી, તો આત્મપ્રશંસા કરવી એ વ્યર્થ છે, અને ગુણની સંપૂર્ણતા છે તો પછી પ્રશંસા કરવાથી કાંઇ લાભ નથી. ૧. તેથી પોતાના ગુણની પોતે પ્રશંસા કરે તેમાં જરા પણ લાભ નથી, ૨. પોતે પોતાના ગુણનું આલંબન કરે-સ્તુતિ કરે—તો સંસારનીજ વૃદ્ધિ થાય છે, પરંતુ જો તે ગુણનું બીજા અવલંબન કરે તો તેમને લાભનું કારણ છે. ૩. જ્ઞાનાદિગુણે કરીને હું મોટો છું એવો ગર્વ થાય ત્યારે પૂર્વે થઈ ગયેલા મહા પુરૂષોને સંભારી તેમની આગળ હું કાંઇ ગણત્રીમાં નથી એમ ચિંતવવાથી ગર્વનો નાય થાય છે. ૪.

શરીર, ધનાદિ પરવસ્તુ આત્માને બિલકુલ લાભકારી નથી. ૫. જ્ઞાનદર્શનાદિ ગુણે કરીને, નિશ્ચયનયથી સર્વ આત્મા તુલ્ય છે. એમ સમજનારને પરપર્યાયથી કાંઈપણ ઉત્કર્ષ થતો નથી. ૬. પોતાના ગુણની પોતે પ્રશંસા કરવાથી તે ગુણોનો નાશ થાય છે. ૭. મદ અને દીનતાથી જેના મનોરથનો નાશ થયો છે એવા યોગી અખંડજ્ઞાન સ્વરૂપી થાય છે. ૮.

( તત્વદષ્ટયષ્ટક. ૧૯. ) ચર્મચક્ષુથી જોનાર સ્ત્રીપુરૂષાદિ વિષે અજ્ઞાનથી ભ્રાંતિ પામે છે, પરંતુ જેની તત્ત્વદષ્ટિ છે તે ચિદાનંદસ્વરૂપમાં મગ્ન થાય છે. ૧. શરીરાદિ પદાર્થોને પોતાના માનનાર મિથ્યા જ્ઞાનમાં ભટકે છે. પરંતુ જેની દષ્ટિ પરમાર્થને જોનાર છે તે, ભ્રમનો આશ્રય કરે નહીં. ૨. બાહ્યદષ્ટિથી જોતાં વાડી વગેરે મોહ ઉત્પન્ન કરે છે, પરંતુ તત્ત્વદષ્ટિથી વિચારતાં વૈરાગ્ય ઉપજાવે છે. ૩. આ શરીર લાવણ્યથી પવિત્ર છે એમ ઉપરથી જોતાં ભાસે છે. પરંતુ તત્ત્વથી જોતાં તે શરીર કીડાઓથી ભરેલું કાગડાકુતરાઓનું ભાવીભોજન છે એમ સિદ્ધ થાય છે. ૪. રાજમંદિરમાં રહેલ હાથીઘોડાથી તત્ત્વદષ્ટિ થઈ વિસ્મય પામતો નથી. ૬. શરીર ઉપર ભસ્મ લગાવે, અથવા કેશનો લોચ કરે તથા મલિન વસ્ત્રો અથવા ગાત્રો રાખે તેવા પુરૂષો ઉપરથી જોનારને મહાન્ લાગે છે; પરંતુ ખરી રીતે જોતાં જ્ઞાનરાજ્યથી જે ગરિષ્ઠ છે તેજ પુરૂષોત્તમ છે. ૭.

જેની દૃષ્ટિમાંથી કરૂણા વર્ષી રહી છે એવા મહંતો જગત્ ઉપર ઉપકાર કરવા સદ્જ્ઞાનનો ઉપદેશ કરવા માટે છે, પરંતુ બીજાના સંતાપને માટે નથી. ૮.

( સર્વ સમૃદ્ધયષ્ટક. ૨૦. ) પૂર્વોક્ત બાહ્યદૃષ્ટિનો જેણે ત્યાગ કર્યો છે એવા મહાત્માને સર્વ સમૃદ્ધિઓ આત્મામાંજે પ્રત્યક્ષ દેખાય છે. જુઓ, મહેંદ્રને ભોગવવાલાયક સર્વ સમૃદ્ધિ મુનિને છે. ૧. કેમકે સમાધિરૂપી નંદનવન છે, ધીરજરૂપી શસ્ત્ર–વજ્ર–છે; સમતારૂપી ઇંદ્રાણી છે, અને જ્ઞાનરૂપી વિશાળ વિમાન છે. ૨. ક્રિયા અને જ્ઞાનરૂપી ચર્મરત્ન અને છત્રરત્ન હોવાથી મુનિ પણ ચક્રવર્તીજ છે. ૩. નવ પ્રકારના બ્રહ્મચર્યરૂપ અમૃતના કુંડમાં સ્થિત છે, અને અધિષ્ઠાયક હોઇને પૃથ્વીનું રક્ષણ કરે છે તેથી પાતાલલોકના સ્વામી અનંતનાગની જેમ શોભે છે. ૪. મુનિ અધ્યાત્મરૂપી કૈલાસ પર્વતમાં વિવેકરૂપી વૃષભ ઉપર બેસીને વિરતિરૂપી ગંગા અને શુદ્ધજ્ઞાનરૂપી ગૌરીથી આલંગિત છે તેથી શિવજ છે. ૫. જ્ઞાનદર્શનરૂપી ચંદ્રસૂર્ય નેત્રવાળા અને નરક ગતિને કાપી નાંખનાર તથા પરમાનંદરૂપી સાગરમાં મગ્ન એવા મુનિ ચંદ્રાર્ક નેત્રવાળા.નરકાસુરને છેદનાર ક્ષીરસાગરમાં મગ્ન એવા વિષ્ણુથી કોઇપણ પ્રકારે ઓછા નથી. ૬. બ્રહ્માની સૃષ્ટિ નાશવંત છે અને પરાધીન છે. પરંતુ મુનિની

સૃષ્ટિ સ્વાધીન છે અને અવિનાશી છે માટે બ્રહ્માની સૃષ્ટિ કરતાં અધિક છે. ૭. પૂર્વોક્ત સાધુને રત્નત્રયથી પવિત્ર એવી અર્હત્ પદવી પણ દૂર નથી. ૮.

( કર્મ વિપાકાષ્ટક. ૨૧. ) સર્વ જગત્ કર્મને વશ છે એમ જાણી મુનિ સુખથી હર્ષ પામતા નથી, તેમજ દુઃખ થી ભય પામતા નથી. ૧. કેમકે જેના કોપ કરવાથી પર્વતતુલ્ય બળવાન પુરૂષો ચૂર્ણ થઇ જાય એવા રાજાને કર્મની વિષમતાથી ભિક્ષા મળવી પણ દુર્લભ થઈ જાય છે. તો બીજાનું શું કહેવું ? ૨. શુભ કર્મનો ઉદય હોય ત્યારે નીચ જાતિમાં જન્મેલો અને ચાતુર્યરહિત હોય તોપણ ક્ષણવારમાં મોટો રાજા થાય છે. ૩. માટે કર્મની સૃષ્ટિ ઉંટની પીઠની જેમ વિષમ છે એમ જાણી યોગીઓ તેમાં પ્રીતિવંત થતા નથી. ૪. પ્રશમશ્રેણિપર ચડેલા શ્રુતકેવળી પણ અશુભકર્મના ઉદયથી બહુલસંસારી થાય છે, તો બીજાનો તો શો આશરો ? ૫. સર્વે સામગ્રી પડી રહે છે, અને કર્મવિપાક કાર્યના અંતસુધી પહોંચે છે. ૬. આ કર્મવિપાક પ્રાણીઓના ધર્મનો નાશ કરે છે; અને પ્રમાદ વગેરે મુનિના છિદ્ર જોઈ તેમના ધર્મને મલિન કરે છે. ૭. ઉદયમાં આવેલાં સર્વે કર્મો ક્ષય થવાના છે એમ સમજી જે તુલ્ય દૃષ્ટિ ધારણ કરે છે તેજ યોગી સહજાનંદરૂપ પ્રાપ્ત કરે છે. ૮.

( ભવોદ્વેગાષ્ટક. ૨૨. ) આ સંસારસમુદ્ર તરી જવાને મુનિ સર્વ પ્રકારે ઇચ્છા કરે. તે સંસારનો મધ્યપ્રદેશ ઘણો ગંભીર છે, અજ્ઞાનનું ભૂતલ છે, દુઃખરૂપી પર્વત છે. ૧. કષાયરૂપી પાતાલકલશ વિષયસુખથી ભરેલા છે. ૨. કામદેવરૂપી વડવાનલ જાજવલ્યમાન છે, અને ભગંદર આદિ અનેક વ્યાધિથી ભરેલ છે. ૩. અને દુર્બુદ્ધિ, દ્રોહ અને મત્સરથી જે ભયંકર છે. ૪. આવા સમુદ્રનો પાર પામવા મુનિ ચારિત્રરૂપી હોડીનું શરણ લે છે. ૫. રાજાના ભયથી તેલનું વાસણ ધારણ કરનાર રાધાવેધને વિષે જેમ ઉદ્યમવંત થાય છે તેવી રીતે મુનિ ધર્મક્રિયાને વિષે એકાગ્ર હોય છે. ૬. જેમ ઝેરનું ઓસડ ઝેર છે તેમ ભયનું ઓસડ ભય છે. ઉપસર્ગાદિ ભય જ્યારે પ્રાપ્ત થાય ત્યારે સંસારથી બીતા તે ઉપસર્ગને સમ્યક્ પ્રકારે સહન કરે છે, અને નિર્ભયજ કહે છે. ૭. વ્યવહારમાં સ્થિત સાધુ આ સંસારની ભીતિ ધ્યાવે, પરંતુ નિજભાવમાં રમણ કરનારને છે ભવભયનો અવકાશ રહેતો નથી. ૮.

( લોક સંજ્ઞાત્યાગાષ્ટક. ૨૩. ) પ્રમત્તસંયત નામનું છઠ્ઠું ગુણસ્થા પ્રાપ્ત કરીને મુનિ લોકસંજ્ઞા–સાધારણ લોક પ્રવૃત્તિ–નો ત્યાગ કરે. ૧. જનરંજનને માટે સુકૃત આચારને તજી દે છે તે ખરેખર ખેદનીય છે. ૨. ઘણા માણસો લોકસંજ્ઞાને અનુસરનારા છે પણ તેની પ્રતિકૂળ જનાર

એક મુનિરાજજ છે. ૩. બહુ લોક કરે તે કરવું એવો નિયમ હોય તો પછી મિથ્યા દૃષ્ટિનો ધર્મ કોઇકાળે તજવા યોગ્ય થશે નહીં. કેમકે મિથ્યાદૃષ્ટિ ઘણાજ છે. ૪. જેમ રત્નના વ્યાપારી ઘણા થોડા છે તેમજ શુદ્ધ માર્ગને અનુસરના બહુજ ઓછા છે. ૫. લોકસંજ્ઞાથી હણાયેલા આ ભવ તેમજ પરભવમાં દુઃખ પામે છે. ૬. પ્રસન્નરાજર્ષી અને ભરત મહારાજનાં દૃષ્ટાંતો ધ્યાનમાં લઈ, ધર્મકાર્યમાં લોકયાત્રા નિરૂપયોગી છે એમ સમજવું. ૭. લોકસંજ્ઞાનો જે ત્યાગી છે, દ્રોહ, મમતા, મત્સર જેના નાશ થઇ ગયા છે એવા પરબ્રહ્મ સમાધિવાળા સાધુ સુખમાં રહે છે. ૮.

( શાસ્ત્રાષ્ટક. ૨૪. ) સર્વ જીવ ચર્મચક્ષુવાળાં છે. અને મુનિશાસ્ત્રચક્ષુવાળા છે. એટલે કે શાસ્ત્રદૃષ્ટિએ કરીને સર્વ સાધે છે. ૧. કેમકે જ્ઞાની પુરૂષ શાસ્ત્રરૂપી નેત્રથી સર્વ ભાવને જુએ છે. ૨. દુર્ગતિમાં પડનારની પાપપ્રવૃત્તિનો રોધ કરી ધર્મશિક્ષણ જે આપે છે તેવાં વચનો શાસ્ત્રછે. એમ પંડિતો કહેછે, અને તે શાસ્ત્ર વીતરાગનાં વચનો છે. ૩. જિનેશ્વરપ્રણિત સર્વ સાધન કરવાથી અશેષ સંપત્તિ પ્રાપ્ત થાય છે. ૪. અંધકારમાં રહેલાં પદાર્થોને શાસ્ત્રરૂપી દીવા વિના શોધનારને પગલે પગલે સંતાપ થાય છે. ૫. શાસ્ત્રની આજ્ઞામાં સ્વેચ્છાચારી છે તેના દોષરહિત.

એવી ક્રિયા પણ તેને હિતકારી નથી. ૬. અજ્ઞાનરૂપી સર્પ-
ને વશ કરનાર સ્વચ્છાચારીપણારૂપી તાવનો નાશકરનાર
અને ધર્મરૂપી બગીચા પ્રત્યે અમૃતતુલ્ય શાસ્ત્રછે એવું પં-
ડિતો કથન કરે છે. ૭. શાસ્ત્રમાં કહેલા આચારને જે પા-
ળે છે, શાસ્ત્ર ભણીને તેનો ઉપદેશ કરે છે, અને શાસ્ત્ર
એજ જેના ચક્ષુ છે એવા યોગી પરમપદને પામે છે. ૮.
( પરિગ્રહાષ્ટક. ૨૫. ) પરિગ્રહ એટલે પોતપણાએ ગ્રહણ
કરવાના ઇચ્છાતેરૂપી ત્રણ જગત્‌ની વિડંબના કરનાર ગ્રહ
પોતાની વક્રતા કદી છોડતો નથી. ૧. એ ગ્રહનું પ્રબલ એ-
ટલું બધું કે તેને વશ થયેલા, મુનિવેશને ધારણકરનાર
પણ અસંબંદ્ધ પ્રલાપ કરે છે, તેના સંગથી મતિ નષ્ટ
થાય છે. ૨. પરિગ્રહનું આવું સ્વરૂપ જાણીને જે તેનો ત્યા-
ગ કરે છે તે મુનિના ચરણકમલની ત્રણ જગત્‌ના લોકો
પૂજા કરે છે. ૩. જો મન શુદ્ધ થયું નથી, અંદરથી મમ-
તાનો અભાવ થયો નથી, તો પછી બાહ્યત્યાગ નિષ્ફળ છે.
કેમકે કાંચળી તજવાથી સર્પ ઝેરરહિત થતો નથી. ૪.
અનેક પાપના મૂળ પરિગ્રહનો ત્યાગ કર્યાથી સાધુના ક-
ર્મનો નાશ થાય છે. ૫. પુત્રાદિને જેણે તજી દીધાં છે, મો-
હથી જે મુક્ત છે, અને જ્ઞાનનું જે સેવન કરે છે, તેને
પુદ્‌ગલનું બંધન હોયજ નહીં. ૬. ધર્મના સાધનો રાખવા
છતાં, તે સાધનો પ્રત્યે મમતાનો અભાવ છે માટે તે પ-

રિગ્રહ છે એમ કહેવું તે બુદ્ધિનો વિપર્યાસ છે. ૭. મોહ
વય થયેલને સર્વ ગ્રહણ કરવાની ઇચ્છા છે, પરંતુ જે
આકાક્ષારહિત છે તેને ત્રિભુવનમાં રહેલ સર્વ વસ્તુનો ત્યા-
ગ છે એમ નિશ્ચથી સમજવું; કેમકે સર્વ પદાર્થોમાંથી ઈ-
ચ્છા નિવર્ત થઈ છે. ૮.

( અનુભવાષ્ટક. ૨૬. ) અનુભવજ્ઞાન તે મતિ અને શ્રુત-
જ્ઞાનનું કાર્યરૂપ છે અને કેવળજ્ઞાનનું કારણરુપ છે કેમકે
અનુભવ અને કેવળજ્ઞાનનું અત્યાસન્નવર્તિપણું છે. અને શ્રુ-
ત અને કેવળ બંનેથી ભિન્ન છે જેમ સંધ્યા દિવસ અને
રાત્રિની મધ્યમાં છેતઅને બંનેથી ભિન્ન છે. ૧. સર્વ શા-
સ્ત્રો સકલ પ્રવૃત્તિના વિધિનું કથન કરે છે, પરંતુ તેના
અનુભવ વિના ભવનો પાર પમાતો નથી. ૨. કેમકે શા-
સ્ત્રની યુકિતઓનો જાણનાર શુદ્ધ અનુભવ વિના પરબ્રહ્મ-
ને જાણી શકે નહીં. ૩. જો અનુભવ વિના હેતુવાદથીજ અ-
તીંદ્રિય પદાર્થનું જ્ઞાન થતું હોતતો આટલો બધો કાળ
વ્યતીત થયો તેમાં તેનો નિશ્ચય કેમ ન થયો ? ૪. શા-
સ્ત્રની વાતો કરવામાં તો સર્વ કોઈ શૂરા છે, પરંતુ તે પ્ર-
માણે આચરણ કરી લાભ લેનાર વિરલા છે. ૫. શુદ્ધ અ-
નુભવ વિના નિર્વીકાર ચૈતન્યમાત્ર આત્મા ઓળખી શકા-
તો નથી. ૬. માટે અનુભવ છે તે વિકલ્પ રહિત ચતુર્થ-
જાગ્રદ અવસ્થા છે. ૭. શાસ્ત્રના અભ્યાસથી શબ્દબ્રહ્મને જા-

ણીને અનુભવથી સ્વસંવેદ્ય પરબ્રહ્મને મુનિ પ્રાપ્ત કરે છે. ૮.

(યોગાષ્ટક. ૨૭.) આત્માને મોક્ષની સાથે જોડીદે તે યોગ કહેવાય. તેના પ્રથમ પાંચ ભેદ છે. સ્થાન, વર્ણ, અર્થ, આલંબન અને એકાગ્ર. સ્થાન એટલે યથોચિત આસન, વર્ણ એટલો સૂત્રોનો શુદ્ધ ઉચ્ચાર કરવો. અર્થ એટલે સૂત્રના વાચ્યાર્થનું ચિંતન કરવું. આલંબન એટલે જિનબિંબનું દૃષ્ટિને વિષે સ્થાપન કરવું. અને એકાગ્ર્ય એટલે કર્તવ્યમાં એકાગ્રચિત્ત થવું. ૧. પહેલા બે કર્મયોગ કહેવાય છે અને બાકીના ત્રણ જ્ઞાનયોગ કહેવાય છે. અને દેશવિરતિ, સર્વવિરતિમાં તે નિશ્ચયે હોય છે. ૨. તે પ્રત્યેકના ચાર ચાર ભેદ છે. કૃપ એટલે પ્રાણીઓ ઉપર અનુકંપા; નિર્વેદ એટલે ભવભ્રમણથી ત્રાસ; સંવેગ એટલે મોક્ષની ઇચ્છા; અને પ્રશમ એટલે વિષયકષાયનું શાંત થવું. ૩. તદ્વત્ કથામાં પ્રીતિ છે તે ઇચ્છાયોગી છે. વિધિપૂર્વક વ્રત કરનારં પ્રવૃત્તિયોગી છે. જ્ઞાનના રોધ કરરનારની બીક જેને નથી તે સ્થિરયોગી છે અને બીજાના અર્થનું જે સાધન થાય છે તે સિદ્ધયોગી છે. ૪. આલંબન રૂપી અને અરૂપી બે પ્રકારનું છે અને નિરાલંબન યોગ સર્વથી અધિક છે. વળી સ્થાનાદિ યોગ ચાર પ્રકારના છે. પ્રીતિ અનુષ્ઠાન એટલે કહેલું અનુષ્ઠાન આદરસહિત કરવું.

ભક્તિ અનુષ્ઠાન એટલે બહુમાનપૂર્વક અભ્યુત્થાનાદિ કરવું વચન અનુષ્ઠાન એટલે શાસ્ત્ર અનુસારે પ્રવૃતિ કરવી અને અસંગ અનુષ્ઠાન એટલે અતિશય અભ્યાસને લીધે શાસ્ત્રસ્મરણ કર્યા શિવાય આચરણ કરવું તે. આ પ્રમાણે યોગના ( ૮૦ ) એંશી ભેદ થયા. ૬. પૂર્વોકત યોગથી અયોગયોગની પ્રાપ્તિ થાય છે. અને પછી તરતજ મોક્ષ પ્રાપ્ત થાય છે. ૭. યોગરહિતને સૂત્ર ભણાવવામાં ઘણો દોષ છે; કેમકે તીર્થનો ઉચ્છેદ થવાનો પ્રસંગ આવે તોપણ તેવા યોગરહિતથી શાસન જળવાતું નથી. ૮

( નિયાગાષ્ટક. ૨૮. ) હિંસાયુકત હોમનો ત્યાગ કરી કર્મનો હોમ કરવો. યુકત છે. મુનિ બ્રહ્માગ્નિને વિષે આઠ કર્મનો હોમ કરી પરમેશ્વરપૂજામાં ગૌરવવાન્ છે. ૧. પાપના નાશ કરનાર જ્ઞાનયજ્ઞમાં તત્પર થવું. સાવદ્ય યજ્ઞથી કાંઈપણ લાભ કદાપિ મળતો નથી. ૨. જે હોમ કરવાનું વેદમાં લખ્યું છે તે કરવો જોઇએ કેમકે તે મનશુદ્ધિનો હેતુ છે, આ પ્રમાણે બોલનારને એટલુંજ કહેવું બસ છે કે વેદમાં કહેલ શ્યેનયાગ કેમ કરતા નથી ? માટે હિંસકયજ્ઞો મુમુક્ષુઓને તજવા યોગ્ય છે. ૩. વીતરાગની અષ્ટ પ્રકારી પૂજા કરવી વગેરે કાર્યજ્ઞ જ્ઞાનયજ્ઞનો હેતુ છે માટે ગૃહસ્થને અવશ્ય કરણીય છે. મુનિને તો ભાવ પૂજા માત્ર કરણીય છે. ૪. મોક્ષપ્રાપ્તિ શિવાય અન્ય-

ઉદ્દેશથી કરેલું પૂજાદિ કર્મ જ્ઞાનાવરણાદિ કર્મનો ક્ષય કરી શકતું નથી. ૫. અહંકારનો ત્યાગ કરો–હોમ કરો–તો અષ્ટકર્મોનો નાશ થવો સુલભ છે. ૬. ચૈતન્યના સ્વભાવમાં આત્માને જેણે અર્પણ કર્યો છે, શ્રુત જેનું નેત્ર છે, મોક્ષ જેનું સાધ્ય છે, વિકારનો જેણે ત્યાગ કર્યો છે, સાધુના શુદ્ધ આચાર જે પાળે છે, અને પરમેશ્વરપૂજા એજ કર્તવ્ય છે એમ જે યથાર્થ સમજે છે એવા બ્રહ્મવેદી પાપથી લેપાતા નથી. ૭. ૮.

( પૂજાષ્ટક. ૨૯. ) દયારૂપી જલથી સ્નાન કરી, સંતોષરૂપી વસ્ત્ર પહેરી; વિવેકનું તિલક કરી, ભક્તિ અને શ્રદ્ધારૂપી કેશરયુક્ત ચંદનથી, શુદ્ધ ભાવનાથી પવિત્ર થઈ શુદ્ધ આત્મદેવની ભાવપૂજા કરો. ૧. ૨. ક્ષમારૂપી પુષ્પનો હાર ચડાવો, નિશ્ચય વ્યવહારરૂપ ધર્મરૂપી વસ્ત્રો ધરો, ધ્યાનના અલંકાર પહેરાવો, ( ૩ ), આઠ પ્રકારના મદના ત્યાગરૂપી અષ્ટમંગળ રચો, અને જ્ઞાનાગ્નિને વિષે શુભ સંકલ્પનો ધૂપ કરો, (૪), સરાગ અવસ્થાના ભાવના ત્યાગરૂપી લુણું પ્રભુ ઉપરથી ઉતારી અગ્નિમાં નાંખી વીતરાગધર્મ અંગીકાર કરવા રૂપ આરતિ ઉતારો, ( ૫ ), અનુભવરૂપી મંગળદીવો કરો અને યોગનૃત્યમાં તત્પર થાઓ. ૬. પ્રમાણે ભાવપૂજામાં તત્પર થાઓ, અને યથાવાદી તથા કરિત્વ રૂપ ઘંટાવાદ કરો જેથી કરીને મોક્ષ

પ્રાપ્તિ એકદમ સુલભ થાય. ૭. દ્રવ્યપૂજા અને સાવિકલ્પ ભાવપૂજા ગૃહસ્થને ઉચિત છે અને નિર્વિકલ્પ ભાવપૂજા સાધુને ઉચિત છે. ૮.

( ધ્યાનાષ્ટક. ૩૦. ) ધ્યાન કરનાર તે ધ્યાતા. ધ્યાન કરવાયોગ્ય વસ્તુ તે ધ્યેય અને ધ્યાન કરનાર જે વ્યાપાર કરે તે ધ્યાન. આ ત્રણેની એકતા જે મુનિને થઇ છે તેને કાંઇ પણ દુઃખ રહેતું નથી. ૧. અંતરાત્મા ધ્યાતા છે, પરમાત્મા ધ્યેત છે, જ્ઞાન તે ધ્યાન છે, અને ધ્યાતાને વિષે ધ્યેય અને ધ્યાનનો એકી ભાવ કરવો તે અભેદ ભાવપણું છે. ૨. જેમ સ્ફટિકાદિને વિષે વસ્તુનું પ્રત્તિબિંબ પડે છે તેમ વૃત્તિનો અભાવ થયાથી અંતરાત્મામાં પરમાત્માનું પ્રતિબિંબ પડે છે. ૩. ધ્યાન કરવાથી પ્રથમ આત્મસ્વરૂપનો અનુભવ થાય છે. પછી તીર્થંકરનામ કર્મનો બંધ થાય છે અને તે કર્મ ઉદયમાં આવે ત્યારે તીર્થંકર પદની પ્રાપ્તિ થાય છે. ૪. વીશ સ્થાનક તપ કે જેનું ફલ અર્હત્પદ પ્રાપ્ત કરવાનું છે તે પણ યુક્ત છે. કષ્ટમાત્ર તપ તો અભવ્યને પણ દુર્લભ નથી. ૫. ઇંદ્રિયોને જેણે જીતી છે; જે ધૈર્યવાન છે, શાંત છે, મન જેનું સ્થિર છે, ધ્યાનનો ઘાત ન કરે એવા આસવયુક્ત છે, નાસિકાના અગ્રભાગે દષ્ટિ જેણે સ્થાપી છે, બાહ્યવૃત્તિનો ત્યાગ

કર્યો છે, જે અપ્રમત્ત છે, અને ચિદાનંદનો અનુભવ કરે છે એવા ધ્યાનની જેવો બીજો કોઇ નથી. ૬. ૭..૮.

(તપાષ્ટક. ૩૧.) જ્ઞાનથી કર્મનો નાશ થાય છે માટે જ્ઞાન એજ તપ છે. બાહ્ય તપ ઉપવાસાદિ છે તે પણ અભ્યંતર તપને વધારનાર છે માટે તે પણ ઇષ્ટ છે. ૧. તત્વનો અર્થ જેણે જાણ્યો નથી એવા જ્ઞાનરહિત જીવો બાહ્ય તપ અનાયાસે કરી શકે છે. પરંતુ યથાર્થ વસ્તુસ્વરૂપ જાણનારનો તપ સર્વોત્કૃષ્ટ સમજવો. ૨. ધનની ઇચ્છાવાળાને ટાઢતડકો કાંઇ જણાતો નથી તેવી રીતે સંસારથી વિરકત થયેલાને પણ પરિસહ દુષ્કર નથી. ૩. મુનિના ધર્મ જે પાળે છે, વસ્તુનો પરમાર્થ જેણે જાણ્યો છે અને જે તપ કરે તેના આનંદની હમેશાં વૃદ્ધિ થાય છે. ૪. તપ દુઃખ આપે છે માટે વ્યથ છે એવું બૌદ્ધોનું કહેવું છે તે ખોટું છે કેમકે પૂર્વોક્ત રીતે તપ કરનારને દુઃખને બદલે આનંદવૃદ્ધિ થાય છે. ૫. તપ કરવાથી બ્રહ્મચર્ય નિર્મલ થાય છે, વીતરાગની પૂજા સુખેથી થાય છે અને કષાયની મંદતા થાય છે તેજ ખરેખરો તપ છે. ૬. જે તપથી દુર્ધ્યાન થતું નથી, સ્વાધ્યાયની હાનિ થતી નથી, અને ધર્મની હેતુભૂત ઇંદ્રિયો ક્ષીણ થતી નથી, તેજ તપ કરવા યોગ્ય છે. ૭. જ્ઞાન ચારિત્રાદિની પ્રાપ્તિને માટે

જ્ઞાનવિશિષ્ટ બાહ્ય અને અભ્યંતર તપનો મુનિ આ-
દર કરે. ૮.

( સર્વનયાશ્રયાષ્ટક. ૩૨. ) નય એટલે વસ્તુનું સ્વરૂપ
બતાવવાને કરેલો વચનમાર્ગ. દરેક નય પોતાનો પક્ષ સ્થા-
પે છે. વસ્તુના ધર્મો અનંત છે તે દરેકનું સ્વરૂપ પ્રતિ-
પાદન કરે છે. તેથી સર્વ નય સરખા છે અને એક બી-
જાના પ્રતિપક્ષી છે માટે જ્ઞાની સર્વ નયનો આશ્રય લે
છે. ૧.૨. સામાન્ય વાક્ય પ્રમાણ અથવા અપ્રમાણ હોઇ
શકે નહીં પરંતુ જે વિશેષિત હોય તેજ પ્રમાણ છે. ૩.
સર્વ નયના જાણનાર જગતજનને ઉપકારી થાય છે. પરં-
તું એકજ નયનો આરાધક ગર્વયુક્ત અને મિથ્યાવાદી થા-
ય છે. ૪. સર્વ નયના આરાધકનું ધર્મવાદ કરવાથી કલ્યા-
ણ થાય છે પરંતુ એક નયથી જે વ્યામોહિત છે તેને ક-
ષાયને લીધે દુખની પંરપરા થાય છે. ૫. સર્વ નય આ-
શ્રિત મત જેણે પ્રકાશ્યો છે અને તે જેનાં મનમાં પરિ-
ણત થયો છે તેને વારંવાર નમસ્કાર છે. ૬. કદાગ્રહનો
ત્યાગ કરી સર્વ નયને સમપણે જે ભજે છે તેજ ખરેખ-
ર વિજયવંત છે. ૭. ૮.

---

# અનુક્રમણિકા.

# श्री जिनाय नमः

## अथ श्री ज्ञानसारः

### पूर्णताष्टकम् ॥ १ ॥

ऐंद्रश्रीसुखमग्नेन लीलालग्नमिवाखिलम् ।
सच्चिदानंदपूर्णेन पूर्णं जगदवेक्ष्यते ॥ १ ॥

શબ્દાર્થ—જ્ઞાનાદિરૂપ આત્માની લક્ષ્મીથી થતાં સુખમાં મગ્ન, અને સત્, ચિત્, અને આનંદે કરીને પૂર્ણ, એવા પુરૂષને અખિલ જગત્ લીલાએ આસક્ત હોય તેમ પૂર્ણ દેખાયછે.

વિવેચન—ઇંદ્ર એવું જીવનું નામ છે, સકલ ઐશ્વર્ય-સુખ ભોગવવાથી. જ્ઞાન દર્શનાદિ જીવની સંપત્તિ છે. તેનાથી થતા સુખનેવિષે મગ્ન અર્થાત્ જ્ઞાનદર્શનાદિમય થયેલ જીવ, અને વળી સચ્ચિદાનંદ પૂર્ણ, સત્ એટલે સત્ય, યથાર્થ સ્વરૂપે વિદ્યમાન ધ્રુવસત્તારૂપ, ચિત્ એટલે સકલ જ્ઞેયને જણા-

વનાર જ્ઞાનસ્વભાવપણું, આનંદ એટલે સ્વાભાવિક પરમ આલ્હાદ, તે ત્રણ સ્વભાવના વિજ્ઞાને કરીને ભરેલી છે દૃષ્ટિ જેની એવા બ્રહ્મસ્વરૂપવેદી પુરૂષને ત્રણ ભુવનનેવિષે રહેલા સર્વ પ્રાણી સ્વસત્તાગત ગુણરાશિથી ભરેલ દેખાયછે. પોતે પૂર્ણ હોવાથી જેમ એક સુખી પુરુષને સર્વ સુખમય ભાસેછે તેમ સર્વ જીવસમૂહ તેને પૂર્ણ ભાસેછે. પરંતુ આ પોતાના ગુણોથી હીન છે એમ ભાસતું નથી. અખિલ જગત્ શું કરતું દેખાયછે તો કહેછે કે લીલાલગ્નમિવ, લીલા એટલે સ્વગુણવિલાસમાં જે ક્રીડા, રમણ, તેને વિષે મોહના વશથી નથી લાગ્યો તોપણ આસક્ત હોય એવું દેખાયછે. આ શ્લોકથી ગ્રંથકાર એમ સૂચવેછે કે પ્રત્યેક જીવ પોતાના ગુણરાશિએકરીને સમૃદ્ધ છે, તેથી દરેક મહાપુરુષે જાતિ, કુલ, રુપ, બલ, તપ, લાભ, શ્રુત અને બુદ્ધિવગેરેનો મદ તજી સ્વસંપત્તિની પૂર્ણતા પ્રાપ્ત કરવા યત્ન કરવો.

**पूर्णता या परोपाधेः सा याचितकमंडनम् ।**
**या तु स्वाभाविकी सैव जात्यरत्नविभानिभा ॥ २ ॥**

શબ્દાર્થ—પર ઉપાધિથી થયેલી જે પૂર્ણતા તે માગી લાવેલા આભરણસદૃશી છે. પરંતુ જે સ્વભાવજનિત પૂ-ર્ણતા છે તે ઉત્કૃષ્ટ રત્નની કાંતિ સદૃશી છે.

વિવેચન—શિષ્ય પ્રશ્ન કરેછે કે પૂર્વોક્ત પૂર્ણતા કયા ઉપાયથી સુપ્રાપ્ય થાય. ગુરૂ ઉત્તર આપેછે કે હે ભદ્ર, નીચે કહેલી રીતે જ્ઞાનદૃષ્ટિ જાગ્રત કર. પર એટલે ધન, રમણી, દેહ, સ્વજન, રૂપ, સૌભાગ્ય, બલ, યૌવન, ઐશ્વર્યઆદિ પૌદ્ગલિક પદાર્થો. તેની પ્રાપ્તિથી થતી જે પૂર્ણતા, સમગ્રતા, તે કેવી છે તો કહેછે કે યાચનાએ કરીને મેળવેલાં કંકણ, કુંડળાદિ આભરણો જેવી છે. જેમ યાચિત અલંકારથી પૂર્ણપણું હોઇ શકે નહિં તેમ પૌદ્ગલિક પદાર્થોથી પણ સમજવું. કહેવાનો ભાવાર્થ એવો છે કે ઉકત અલંકાર કુત્સિત છે; કારણકે તે પારકાં છે. અલંકારનાં ફલ બે પ્રકારનાં છે. જે પુરુષો પોતાનો નિર્વાહ ચલાવી શકેછે તેમને શરીરશોભાજનિત સુખ આપનાર છે. અને જેનો નિર્વાહ ચાલી શકતો નથી તેમનો અલંકારથી નિર્વાહ ચાલી શકેછે. ઉકત અલંકારમાં નિર્વાહફલ નથી તેવીજ રીતે હે ભદ્ર ! પરઉપાધિકૃત પૂર્ણતાથી આ ભવમાં ઉપશાંતિનો અભાવ છે, અને પરભવમાં પણ દુર્ગતિદાતા છે. પરંતુ જ્ઞાનાદિધર્મ જે આત્માના નિજભાવ છે તેથી થતી જે પૂર્ણતા તેજ પૂર્ણતા, સ્વજાતિને વિષે શ્રેષ્ઠ એવું ચિંતામણિ આદિ રત્ન તેની કાન્તિ જેવીછે. એટલે કે જેમ શ્રેષ્ઠ રત્નની કાંતિ, જ્યાં સુધી તે રત્ન વિદ્યમાન હોય ત્યાં સુધી તેનાથી અભિન્ન રહેછે તેવીજ રીતે આત્માની જે

સ્વાભાવિકી પૂર્ણતા તે કાળપર્યંત અવિભક્ત રહે છે તેથી એજ પૂર્ણતા એષણીય હો અન્યથી શું લાભ ?

**अवास्तवी विकल्पैः स्यात् पूर्णताब्धेरिवोर्मिभिः ।**

**पूर्णानंदस्तु भगवांस्तिमितोदधिसंनिभः ॥ ३ ॥**

**શબ્દાર્થ**—જલકલ્લોલથી થયેલી સમુદ્રની પૂર્ણતા અવાસ્તવી છે તદ્વત્ ભ્રાંતિજનિત પણ અવાસ્તવી છે પરંતુ પૂર્ણાનંદ ભગવાન નિશ્ચલ સમુદ્ર સમાન છે.

**વિવેચન**—પૌદ્ગલિકી પૂર્ણતા આ ભવમાં સુખ આપે છે એ વચન મિથ્યા છે એમ દર્શાવતાં કહે છે કે સર્વકાલ સ્થાયી આત્મરૂપ પદાર્થ તેની આત્મધર્મયુક્ત પૂર્ણતા તે વાસ્તવી પૂર્ણતા કહેવાય. અને તેથી અન્ય તે અવાસ્તવી પૂર્ણતા આમ માનેલી પૂર્ણતા ભ્રાંતિથી થયેલ છે પરંતુ વસ્તુતઃ નથી. એજ વાત દૃષ્ટાંતથી સુદૃઢ કરેછે. વાયુએ પ્રેરિત ઉંચા જલકલ્લોલથી સમુદ્રની પૂર્ણતા મિથ્યાછે તેમ આ પણ વસ્તુતઃ નથી પરંતુ છે એમ ભાસેછે. પરંતુ હે ચેતન, જે પૂર્ણાનંદ છે-શરીરાદિથી ભિન્ન સકલ નિજ ગુણે-કરીને પૂર્ણાત્મા છે-તે જ્ઞાનવાન્, ઐશ્વર્યવાન્, આત્મા, વાયુથી અચલાયમાન સમુદ્ર સરખો છે. વિકલ્પથી માનેલી પૂર્ણતા આત્માથી ભિન્ન છે માટે તેથી થયેલ પૂર્ણતા જીવને કેમ સુખ આપે ? અર્થાત્ ન આપે.

**जागर्ति ज्ञानदृष्टिश्चेत् तृष्णाकृष्णाऽहि जांगुली ।**
**पूर्णानंदस्य तत्किं स्याद्दैन्यवृश्चिक वेदना ॥ ४ ॥**

શબ્દાર્થ—તૃષ્ણારૂપી કાળા સર્પ પ્રત્યે ગારૂડીવિદ્યા સમાન જે પુરૂષની જ્ઞાનદૃષ્ટિ જાગ્રત છે તે પૂર્ણાનંદ પુરૂષને શું દીનતા રૂપી વીંછીની વેદના થાય ? અર્થાત્ ન થાય.

વિવેચન—પૂર્વોક્ત અર્થનું ફલ સાક્ષાત્ કરતાં કહેછે કે તૃષ્ણા એટલે નહિં પ્રાપ્ત થયેલા સુખભોગાદિની પ્રાપ્તિને માટે અને પ્રાપ્ત થયેલના રક્ષણ માટે જે અત્યંત આસક્તિ, અતિ લાલચવાળી પરિણતિ, તે આસક્તિ રૂપી અત્યંત શ્યામવર્ણ મહા ભયંકર ઝેરી સર્પ, તેનું દમન કરવાને સમર્થ ગારૂડીવિદ્યા સમાન જે પૂર્ણાનંદ પુરૂષની જ્ઞાનદૃષ્ટિ જાગ્રત છે–યથાસ્થિત વસ્તુસ્વરૂપ ગ્રહણ કરે એવી બોધ પરિણતિ જેના હૃદયમાં જાગ્રત છે–તેવા પુરૂષને દીનતા રૂપી વીંછીની વેદના શું થાય ? નજ થાય. ભાવાર્થ એ છે કે જે પુરૂષના હૃદયમાં પૂર્વોક્ત જ્ઞાનદૃષ્ટિ હમેશાં જાગ્રત છે તેવા પુરૂષની કૃષ્ણલેશ્યા રૌદ્રધ્યાનથી થતી તૃષ્ણા પણ નાશ પામે છે; તો પછી દીનતાથી થતી વેદનાનું હરણ કરવું તે કોણમાત્ર છે ? દીનતા વિકલ્પે કરીને થાય છે અને પૂર્વોક્ત પુરૂષને વિકલ્પનો અભાવ છે તો પછી દીનતાનો પ્રાદુર્ભાવ થાયજ નહિં.

**पूर्यन्ते येन कृपणास्तदुपेक्ष्यैव पूर्णता ।**

**पूर्णानंदसुधास्निग्धा दृष्टिरेषामनीषिणाम् ॥ ५ ॥**

**શબ્દાર્થ**—જે વસ્તુઓ થકી કૃપણ પોતાને પૂર્ણ માને છે તેનો ત્યાગ તેજ પૂર્ણતા છે. વિવેકીની દૃષ્ટિ પૂર્ણાનંદરૂપી અમૃતથી સ્નિગ્ધ થયેલી હોય છે.

**વિવેચન**—ઉત્તમ પુરુષની દૃષ્ટિ કેવી હોય છે તે બતાવે છે. ધનધાન્યાદિ બાહ્ય વસ્તુઓનો સંગ્રહ કરી જે મંદમતિ અપૂર્ણ હોવા છતાં પોતાને પૂર્ણ માને છે તે બાહ્ય વસ્તુનો ત્યાગ—આ મારી નથી એમ સમજવું—તેજ પૂર્ણતા છે; પરંતુ તે બાહ્ય વસ્તુનો સંગ્રહ તે પૂર્ણતા નથી. યથાસ્થિત વસ્તુનું જ્ઞાન ધરાવનાર પંડિત પુરુષની જ્ઞાનદૃષ્ટિ, પૂર્ણતાથી ઉપજતો જે આનંદ તે રૂપી જે અમૃત તેણે કરીને સ્નિગ્ધ હોય છે. બાહ્ય વસ્તુનો ત્યાગ એજ પૂર્ણતા છે એમ આ શ્લોક સૂચવે છે. પરવસ્તુજનિત પૂર્ણતા અલ્પકાળ રહેવાવાળી છે તેથી તેનો અનાદર કરવો એજ પંડિત પુરૂષને યોગ્ય છે.

**अपूर्णः पूर्णतामेति पूर्यमाणस्तु हीयते ।**

**पूर्णानंदस्वभावोऽयं जगदद्भुतदायकः ॥ ६ ॥**

**શબ્દાર્થ**—અપૂર્ણ હોય તોજ જે પૂર્ણતાને પામે છે અને

અન્ય વસ્તુથી પૂર્ણ કરાતો જે અપૂર્ણ થતો જાય છે આવો જે પૂર્ણાનંદનો સ્વભાવ તે જગત્‌ને આશ્ચર્ય ઉત્પન્ન કરે છે.

વિવેચન—પૂર્ણાનંદને વિષે રહેલો ચમત્કાર દર્શાવેછે. આત્માનો પરિશુદ્ધ પ્રમોદમય નૈસર્ગિક ધર્મ જગત્‌ને ચમત્કાર ઉત્પન્ન કરેછે. કેવી રીતે ચમત્કાર ઉત્પન્ન કરેછે તો કહેછે કે જો તે અપૂર્ણ હોય એટલેકે ધન, ધાન્યાદિ બાહ્ય વસ્તુનો સંગ્રહ કરતો ન હોય તો પૂર્ણરૂપને પ્રગટ કરેછે; જ્ઞાનાદિ સહજાનંદે કરીને પૂર્ણ થાયછે. પરંતુ કોઠારો વગેરે આમ કરવાથી નિરિક્ત થઇ જાયછે. આ ચમત્કારનું કારણ છે. ધનાદિનો સંગ્રહ કરે તો ઇચ્છાજનિત સંતાપથી નિરાનંદ થાય છે. લોકવ્યવહારમાં આથી ઉલટું છે; સંગ્રહ કરવાથી પૂર્ણ થાયછે. આ ચમત્કારનું કારણ છે.

परस्वत्वकृतोन्माथा भूनाथा न्यूनतेक्षिणः ।
स्वस्वत्वसुखपूर्णस्य न्यूनता न हरेरपि ॥ ७ ॥

શબ્દાર્થ—પરવસ્તુને વિષે સ્વત્વબુદ્ધિથી થતા ઉન્માથવાળા ચક્રવર્તી પણ પોતાની ન્યૂનતા જૂએછે. પરંતુ સ્વવસ્તુને વિષે સ્વત્વ બુદ્ધિથી થતા સુખે કરીને પૂર્ણ એવા પુરૂષને સુરેન્દ્રથી પણ કાંઇ ન્યૂનતા નથી.

વિવેચન—આત્માથી વ્યતિરિક્ત ધન કુટુંબાદિ જે

પર પદાર્થ તે મારા છે એવી બુદ્ધિથી થતો ઉન્માથ એટલે રાગાદિબંધન તે જેને હોય છે એવા ચક્રવર્તીઆદિ પણ પર વસ્તુથી પોતાની ન્યૂનતા છે એમ જુએછે—ઈચ્છાનો અભાવ કરી શકતા નથી. પરંતુ જ્ઞાનાદિગુણરૂપી ધનને વિષે જેની મદિયત્વ બુદ્ધિછે તેથી થતા સુખથી જે પૂર્ણછે એવા પુરૂષને કાંઇપણ ન્યૂનતા નથી. સર્વ કોઈ સ્વધર્મે કરીને સરખો છે.

**कृष्णे पक्षे परिक्षीणे शुक्ले च समुदंचति ।**
**द्योतते सकलाध्यक्षा पूर्णानंदविधोः कला ॥ ८ ॥**

**શબ્દાર્થ**—કૃષ્ણપક્ષમાં પરિક્ષીણ થતી અને શુકલ પક્ષમાં ઉદય પામતી એવી સકલ ભાવને પ્રત્યક્ષ કરતી પૂર્ણાનંદચંદ્રની કલા પ્રકાશે છે.

**વિવેચન**—પૂર્ણતાની વૃદ્ધિનો અવસર બતાવતા ગ્રંથકાર આ વિષય સમાપ્ત કરેછે. જીવનો કૃષ્ણપક્ષ એટલેધર્મપ્રાપ્તિને અયોગ્ય એવો કાળ, અર્ધ પુદ્ગલ પરાવર્તનથી અધિક સંસારપરિભ્રમણ કરવાની શક્તિ અને ચંદ્રપક્ષે કૃષ્ણ પક્ષ એટલે અંધારીયું. તે કૃષ્ણપક્ષનો સર્વથા નાશ થયે છતે; જીવનો શુકલપક્ષ એટલે અર્ધ પુદ્ગલપરાવર્તન માત્ર સંસાર, એવો શુકલપક્ષ સમ્યક્ જ્ઞાનચારિત્રની શુદ્ધિથી અને સુધ્યાન વૈરાગ્યાદિથી વૃદ્ધિ પામીને, સર્વ વિશ્વભાવને

સાક્ષાત્-પ્રત્યક્ષ—કરનાર પૂર્ણાનંદચંદ્રની કલા પ્રકાશમાન થાયછે. સોળ કળાયુક્ત પૂર્ણીમાનો ચંદ્ર જેમ સર્વને આહ્લાદ આપતો પ્રકાશે છે તેમ સહજાનંદસ્વરૂપી ચેતન કેવળજ્ઞાનની જયોતિથી સકલ વિશ્વભાવને પ્રકાશે છે.

## मग्नताष्टकम् ॥ २ ॥

प्रत्याहृत्येंद्रियव्यूहं समाधाय मनो निजम् ।
दधच्चिन्मात्रविश्रांति मग्न इत्यभिधीयते ॥ १ ॥

શબ્દાર્થ—પાંચ ઇંદ્રિયોને પોતાના વ્યાપારથી નિવર્ત-કરીને અને મનને એકત્ર કરીને જ્ઞાનસ્વરૂપ એવી વિશ્રાન્તિને ધારણ કરે તે મગ્ન કહેવાય છે.

વિવેચન—પહેલા અષ્ટકમાં પૂર્ણાનંદ સ્વભાવ કહી બતાવ્યો તે સ્વભાન મગ્ન પુરૂષોનો હોયછે તેથી મગ્નત્વ કોને કહેવું તે બતાવેછે. અથવા સાધ્ય બતાવ્યા પછી સાધન બતાવેછે. પાંચે ઈંદ્રિયોમાંની દરેકને ઉપયોગરૂપી દંડપ્રહારે કરીને શબ્દાદિ વિષયથી નિવારીને અને નીચે કહેલી રીતે મનને ઉપયોગાંતરથી રોધીને, જ્ઞાનસ્વરૂપ જે ઉપયોગની સ્થિરતા—નિશ્ચલતા-તેને ધારણ કરનાર, લય પ્રાપ્ત થનાર,

તેજ મગ્ન કહેવાય છે. મગ્નતાનું સ્વરૂપ જાણનાર સર્વજ્ઞ કહેછે કે હે આત્મન્, તું પણ એવો મગ્ન થા.

**यस्य ज्ञानसुधासिंधौ परब्रह्मणि मग्नता ।**
**विषयांतरसंचारस्तस्य हालाहलोपमः ॥ २ ॥**

શબ્દાર્થ—જ્ઞાનામૃતના સમુદ્રરૂપ પરબ્રહ્મને વિષે હમેશાં જેનો ઉપયોગ છે એવા પુરૂષને વિષયાંતરમાં જે પ્રવૃત્તિ તે વિષસમાન ભાસેછે.

વિવેચન—મગ્ન પુરૂષની પ્રેમગરિષ્ઠતા પરબ્રહ્મને વિષે હોયછે એમ બતાવતાં ગ્રંથકાર કહે છે કે હે ચેતન, જ્ઞાન એટલે યથાસ્થિત વસ્તુના સ્વરૂપને પ્રકાશીત કરનાર કેવલ દર્શનાત્મક તે જ્ઞાન રૂપી અમૃત તેના સમુદ્રરૂપ પર-બ્રહ્મ સર્વોત્કૃષ્ટ સકલ કર્મના ઘનસમૂહથીરહિત શુદ્ધ ચૈતન્યસત્તાને વિષે, સ્વપરસ્વરૂપના વિવેચનશીળ જે પુરૂષની મગ્નતા છે તેવા પરબ્રહ્મમાં મગ્ન પુરૂષને પરબ્રહ્મ-સિવાયના વિષયાંતરમાં પ્રવૃત્તિ કરવી તે વિષે સમાન લાગેછે.

**स्वभावसुखमग्नस्य जगत्तत्वावलोकिनः ।**
**कर्तृत्वं नान्यभावानां साक्षित्वमवशिष्यते ॥ ३ ॥**

શબ્દાર્થ—સ્વભાવસુખમાં મગ્ન અને જગતના તત્વોનું

અવલોકન કરનાર પુરૂષનું પરભાવને વિષે કર્તૃત્વ નથી. માત્ર સાક્ષિત્વ છે.

વિવેચન—હે ચેતન, પરભાવને વિષે તારૂ કર્તાપણું નથી માટે તેથી વિમુખ થા. એમ આત્માએ કરીને આત્માને ઉપદેશ કરેછે. અનપેક્ષણુતાદિ આત્માના જે ધર્મ છે તેથી ઉપજતા આનંદમાં મગ્ન, અને ત્રિભુવનવર્તી સકલ સચેતન અચેતન રૂપ પદાર્થોના તત્વને જ્ઞાનચક્ષુથી જોનાર, એવા પુરૂષનું સ્વાત્મભિન્ન સર્વ પદાર્થોનેવિષે ઉત્પાદ વિનાશરૂપ કર્તૃત્વ નથી; સર્વ ભાવ સ્વયમેવ સ્વપર્યાય ધર્મથી ઉત્પન્ન થાયછે. જો આમ હોય તો ઘટાદિનો કર્તા કુલાલાદિ કેમ હોઈ શકે એવી શંકા નિવારતા ગ્રંથકાર કહેછે કે આ કાર્ય આ રીતે ઉત્પન્ન થયું અને આ રીતે નાશ પામશે એમ જે જાણવું એવો જ્ઞાતૃત્વધર્મ માત્ર આત્માનો છે. પરભાવનેવિષે આત્માનું કર્તાપણું નથી પરંતુ જ્ઞાનરૂપ માત્ર ક્રિયા છે. મૃદાદિ સ્વયમેવ ઘટાદિરુપે પરિણમે છે.

परब्रह्मणि मग्नस्य श्लथा पौद्गलिकी कथा ।
कामी चामीकरोन्मादाःस्फारा दारादराःक्व च ॥ ४ ॥

શબ્દાર્થ—જે પુરુષની પૌદ્ગલિક કથા વિરસતાને પામી-છે, એવા, પરબ્રહ્મને વિષે મગ્ન પુરુષ ક્યાં, અને સુવર્ણાદિથી

ઉત્પન્નથતા ઉન્માદ તથા સ્ત્રીઓએ કરેલા ઉદાર શૃંગારાદિ હાવભાવ ક્યાં.

વિવેચન—ફરીથી ગ્રંથકાર ઉપદેશ કરેછે કે જો ચેતન, આ ધ્વનિ મનોહર છે અથવા દુષ્ટ છે એવી પાંચે વિષયની વાર્તા પણ જેની નિર્બળ થઈ છે, વિરલતાને પામી છે, એવા સર્વોત્કૃષ્ટ સુવિશુદ્ધ ચેતનસ્વરૂપનેવિષે મગ્ન પુરુષ ક્યાં. અને સુવર્ણથી ઉપજતો ચિત્તનો વિભ્રમ ક્યાં; અર્થાત્ એવા પુરૂષને ચિત્તની વિભ્રમતા થાયજ નહીં. અને સ્ત્રીઓએ કરેલા અતિપ્રધાન હાવભાવ શૃંગારાદિ પ્રેમોત્પાદક ક્રિયા તે પણ ક્યાં. અર્થાત્, અર્થ અને કામનેવિષે નિરિચ્છકપણું હોવાથી આ વસ્તુઓ તેને અસર કરી શકતી નથી.

तेजोलेश्या विवृद्धि र्या साधोः पर्यायवृद्धितः ।
भाषिता भगवत्पादौ सेत्थं भूतस्य युज्यते ॥ ५ ॥

શબ્દાર્થ—સંયમપર્યાયની વૃદ્ધિથી, ભગવાન વર્ધમાનસ્વામીએ ભાષિત, તેજોલેશ્યાની વૃદ્ધિ તે પૂર્વોક્ત પુરૂષની હોય છે.

વિવેચન—એક માસથી આરંભીને ક્રમથી બાર માસસુધી દીક્ષાકાલની વૃદ્ધિ–અધિકતા–તેથી વક્ષ્યમાણ સ્વરૂપ તે-

જોલેશ્યા-સ્વચિત્તસુખલાભરૂપ આશય-તેનોવિવિધ ઉપચય-પુષ્ટિ-જેકે મહાવીરપ્રભુએ પાંચમાં અંગમાં કહેલી છે તે ઉક્ત પ્રકારે પરબ્રહ્મનેવિષે મગ્ન પુરૂષની હોય છે. **मासादि पर्यायवृद्ध्या द्वादशभिः परं तेजः प्राप्नोति सर्वदेवेभ्य उत्तमं शर्म.** વિસ્તારના ભયથી પાંચમાં અંગમાંથી વિશેષ લખ્યું નથી.

**ज्ञानमग्नस्य यच्छर्म तद्वक्तुं नैव शक्यते ।**
**नोपमेयं प्रियाश्लेषै र्नापि तच्चंदनद्रवैः ॥ ६ ॥**

શબ્દાર્થ—જ્ઞાનને વિષે મગ્ન પુરૂષનાં સુખનું વર્ણન થઇ-શકે તેમ નથી. પ્રિયાના આલિંગનની સાથે અને પ્રસિદ્ધ ચંદનના રસની સાથે તેની ઉપમા થઈ શકે તેમ નથી.

વિવેચન—પૂર્વોક્તલક્ષણ જ્ઞાનમાં મગ્ન એવા પુરૂષના સર્વજ્ઞપ્રત્યક્ષ સુખનું હજારો જિંહ્વાથી વર્ણન કરવાને અમે અશક્ત છીએ. દેવાંગનાના આલિંગનથી થતા સુખની સાથે તેની ઉપમા થઈ શકે નહીં, તેમજ ચંદનના રસથી ઉપજતા સુખની સાથે પણ તેની સરખામણી થઇ શકે નહીં; કારણકે જ્ઞાનનું સુખ સ્વાધીન છે, સ્વાભાવિક છે, કષ્ટ રહિત છે, અને બીજું સુખ તેથી વિપરીત છે. પરભાવથી પોતાને સુખી માનનાર ચક્રવર્તી એક ક્ષણમાં રંક થઇ જાય

છે—પૃથિવીકાય થાયછે—તેથી તે સુખ અસ્થિર છે.

शमशैत्यपुषो यस्य विप्रुषोऽपि महाकथा ।
किं स्तुमो ज्ञानपीयूषे तत्र सर्वांगमग्नता ॥ ७ ॥

શબ્દાર્થ—શમશૈત્યનું પોષણ કરનાર જ્ઞાનનું બિંદુ માત્ર પણ જે આત્માને વિષે છે તેની મહાવાર્ત્તા થાયછે તો જ્ઞાનામૃતસિંધુમાં જે પુરૂષની સર્વાંગ મગ્નતા છે તેનું વર્ણન તો શું કરવું ?

વિવેચન—શમ એટલે શાંત પરિણામ–રાગ દ્વેષરહિતપણું–તેથી થતું જે શૈત્ય એટલે આત્મ પરિણતિનું શીતલપણું, તેનું જે પોષણ કરેછે એવા જ્ઞાનનું બિંદુ માત્ર પણ જે આત્માને વિષે લગ્ન છે તે પણ પૂર્ણ રીતે કહી શકાય નહીં તો પૂર્વોક્ત જ્ઞાનરૂપી અમૃતના સમુદ્રમાં સર્વાંગે મગ્નતા જે મહાપુરૂષની છે તેનું વર્ણન કરવાને કોણ સમર્થ થાય? અર્થાત્ કોઇજ નહીં.

यस्य दृष्टिः कृपावृष्टि र्गिरः शमसुधाकिरः ।
तस्मै नमः शुभज्ञानध्यानमग्नाय योगिने ॥ ८ ॥

શબ્દાર્થ—જેની દૃષ્ટિ સર્વ પ્રાણીઓપર કૃપા વરસાવે

છે અને જેની વાણી શમરૂપી અમૃતને છાંટેછે એવા શુભ જ્ઞાન ધ્યાનમાં મગ્ન યોગીને નમસ્કાર છે.

વિવેચન—સ્વપરનેવિષે હિતકારી જ્ઞાન, અને ધર્મ-ધ્યાન અને શુકલધ્યાન જે કે કર્મના વનનું દહન કરેછે એવા ધ્યાનને વિષે મગ્ન, એવા યોગીશ્વરને મારો નમસ્કાર છે. તે યોગીશ્વર કેવા છે તો ગ્રંથકાર કહે છે કે જેની દૃષ્ટિ-નેત્રપ્રસારણ-માંથી કરૂણારૂપી મેઘ વરશે છે અને વળી સદુપદેશમય જેની વાણી અમૃતછટાની વૃષ્ટિ કરેછે.

---

## स्थिरताष्टकम् ॥ ३ ॥

**वत्स किं चंचलस्वांतो भ्रांत्वा भ्रांत्वा विषीदसि**
**निधिं स्वसन्निधावेव स्थिरता दर्शयिष्यति ॥ १ ॥**

**શબ્દાર્થ—**હે વત્સ, ચંચલ મનપરિણામવાળો હોઇને ( સુખનેસારૂ ) ભ્રમણ કરીને શામાટે કલેશ પામેછે ? ( કારણ કે ) તે ( સુખરૂપી ) ખજાનો સ્થિરતા તારી પાસેજ બતાવશે.

**વિવેચન—**દ્વિતીય અષ્ટકમાં મગ્નતાનું સ્વરૂપ બતાવ્યું. સ્વસ્વભાવમાં સ્થિરતા પ્રાપ્ત કરે સતે જીવ મગ્નતા પ્રાપ્ત

કરે છે તેથી હવે સ્થિરતાનું સ્વરૂપ ગ્રંથકાર કહેછે. હે બંધુ, સુખ પ્રાપ્તિનેઅર્થે અસ્થિર મનપરિણામવાળો હોઇને અને સુખની ગવેષણા કરતો પરભાવનેવિષે ભ્રમણ કરતો કરતો શામાટે તું વિષાદને પામેછે, વ્યર્થકલેશ શામાટે કરેછે. તારે જે સુખ પ્રાપ્ત કરવાનું છે તે વનિતાદિ પરવસ્તુને વિષે નથી. ધર્મ, મોક્ષ, તારે જે પ્રાપ્ત કરવાના છે તે નિમિત્તભુત પરવસ્તુનેવિષે વિદ્યમાન નથી. પરંતુ તે સર્વ સુખ તારી પાસેજ છે, માટે સ્થિરતા પ્રાપ્તકર. પૂર્ણાનંદરૂપ કોશાગાર સર્વ અન્ય સ્થાનાંતર વર્જીને સ્વસમીપેજ છે એમ સ્થિરતા–સ્વસ્વભાવનેવિષે નિશ્ચલતા–તને બતાવશે. પૂર્ણાનંદનો પરભાવનેવિષે અભાવ છે માટે હે બંધુ, ચંચલતા તજીને સ્વાત્માને વિષે સ્થિર થા.

**ज्ञानदुग्धं विनश्येत लोभविक्षोभकूर्चकैः ।**
**अम्लद्रव्यादिवास्थैर्यादिति मत्वा स्थिरो भव ॥२॥**

શબ્દાર્થ—ખાટા પદાર્થથી જેમ દુધનો નાશ થાય છે તેમ અસ્થિરતાથી લોભથી થતા વિક્ષોભરૂપી કૂર્ચકેકરીને જ્ઞાનરૂપી દુધનો નાશ થાય છે એમ સમજીને તું સ્થિર થા.

વિવેચન—ખટાશવાળા કાંજીઆદિ પદાર્થોથી જેમ દુધ

બેસ્વાદ થઇ નાશ પામે છે તેમ અનિશ્ચલ પરિણામથી—ભોગ તૃષ્ણાદિથી થતી ચંચલતાથી—શુદ્ધ બોધરૂપી દુધનો નાશ થાય છે. સ્વકાર્ય કરવાને અસમર્થ થઇ જાયછે. લોભ એટલે જીવનો અભિલાષ પરિણામવિશેષ તેથી થતો વિક્ષોભ એટલે ચિત્તનું વ્યર્થ સંચાલન તે રૂપી કૂચા[1]એ કરીને પૂર્વે પ્રાપ્તકરેલ આત્મ-દર્શન પણ ફરીથી પામી શકે નહીં, કારણકે અભિલાષરૂપી દોષથી જ્ઞાનનો નાશ થાય છે. સમ્યક્પ્રકારે આમ જાણીને હે બંધુ, તું સ્થિર સ્વભાવવાળો થા. અસ્થિર ચિત્તે કરેલી મોક્ષ આપનારી ક્રિયા પણ નિષ્ફલ થાય છે.

अस्थिरे हृदये चित्रा वाग्नेत्राकारगोपना ।
पुंश्चल्या इव कल्याणकारिणी न प्रकीर्तिता ॥ ३ ॥

**શબ્દાર્થ—**હૃદય અસ્થિર સતે વિવિધ પ્રકારે વાચા, નેત્ર અને આકારનું ગોપવું તે અસતિના ગોપનની જેમ કલ્યાણકારી નથી એમ જ્ઞાનીઓએ કહ્યું છે.

**વિવેચન—**ભોગતૃષ્ણાથી જ્યારે ચિત્તની ચંચલતા થયેલી છે ત્યાને વાચા, નેત્રો અને આકારે કરીને શરીરનું જે ગોપવું—વિકારોત્પત્તિની રક્ષા કરવાને માટે જે ક્રિયા કરવી—તે જ્ઞાનાદિ સંપત્તિની વૃદ્ધિ કરનાર નથી. જેમ અસતિ સ્ત્રીનું

1 કૂચા. Brush.

વિવિધ પ્રકારનું ગોપન સ્વઅભિમત યશ સુખ આપતું નથી તેમ અસ્થિર ચિત્તે વિવિધ પ્રકારનું જે ગોપન તે આત્મજ્ઞાનની વૃદ્ધિ કરતું નથી એમ જ્ઞાની પુરૂષોનું કહેવું છે. અસ્થિરતા હૃદયગત શલ્યતુલ્ય થાયછે તે કહેછે. જારકર્મ કરનારી સ્ત્રી વાચા, નેત્ર અને આકારનું ગોપન કરી સતિ સ્ત્રીની જેમ દેખાવમાત્રમાંજ પ્રવર્તન કરે તે તેને લાભકારી નથી, તેમજ અસ્થિર હૃદય સતે સમજવું. આ શ્લોકનો અર્થ વધારે સ્ફુટ કરતા હોય તેમ ઉપાધ્યાયજી અન્યત્ર કહેછે. જુઓ પદ ૩૪ મું.

રાગ ધન્યાશ્રી.

જબ લગ આવે નહિં મન ઠામ ॥ ટેક ॥
તબ લગ કષ્ટક્રિયા સવિ નિષ્ફલ, જ્યોં ગગને ચિત્રામ. જબલગ૦॥૧॥
કરની બિન તું કરેરે મોટાઈ, બ્રહ્મવ્રતિ તુઝ નામ.
આખર ફસન લહેગો જ્યોં જગ, બ્યાપારી બિનુદામ. જબલગ૦॥૨॥
મુંડ મુંડાવત સબહિ ગડરિયા, હરિણ રોઝ બન ધામ.
જટાધાર વટ ભસ્મ લગાવત, રાસભ સહતુ હૈ ઘામ. જબલગ૦॥૩॥
એતે પર નહીં યોગકી રચના, જો નહિ મન વિશ્રામ.
ચિતઅંતર પર છલવે કુંચિંતવત, કહા જપત સુખ રામ. જબલગ૦॥૪॥
બચન કાય ગોપે દ્રઢ ન ધરે, ચિત્ત તુરંગ લગામ.
તામે તું ન લહે શિવસાધન, જિઉ કણુસુને ગામ. જબલગ૦॥૫॥
પઢો જ્ઞાન ધરો સંજમ કિરિયા ન ફિરાવો મન ઠામ.
ચિદાનંદ ઘન સુજસવિલાસી, પ્રગટે આતમરામ. જબલગ૦॥૬॥

**अंतर्गतं महाशल्यमस्थैर्यं यदि नोद्धृतम् ।**
**क्रियौषधस्य को दोषस्तदा गुणमयच्छतः ॥ ४ ॥**

**શબ્દાર્થ**—અસ્થિરતા રૂપી હૃદયગત મહાશલ્ય જો તેં કાઢી નાંખ્યું નથી તો ગુણ નહીં કરનાર ક્રિયારૂપી ઔષધનો શું દોષ ?

**વિવેચન**—હે યોગિન્ સ્વહૃદયે સ્થિત અસ્થિર પરિણામ રૂપ મહાશલ્ય જો ઉખેડી નાંખ્યું નથી તો સ્વફલ સિદ્ધિને નહીં આપનાર આવશ્યકાદિ ક્રિયારૂપી ઔષધનો બિલકુલ દોષ નથી; દોષ તો અસ્થિરતા રૂપી શલ્યનોજ છે અને તેથીજ સ્વફલની સિદ્ધિ થતી નથી. દોષ તો પ્રમાદનોજ છે.

**स्थिरता वाङ्मनःकायैर्येषामंगांगितां गता ।**
**योगिनः समशीलास्ते ग्रामेऽरण्ये दिवा निशि ॥ ५ ॥**

**શબ્દાર્થ**—જે યોગીની સ્થિરતા વચન, મન અને કાયાએ કરીને અંગાંગિત થયેલી છે તે યોગીઓ શહેરમાં તેમજ અરણ્યમાં દિવસે તેમજ રાત્રિએ સ્વભાવ પરિણામી હોયછે.

**વિવેચન**—સ્થિરતાનું ફલ બતાવતા ગ્રંથકાર કહેછે કે વાક્ એટલે વચનવ્યાર, મન એટલે માનસિય વ્યા-

પાર અને કાય એટલે ગમન વિલોકનાદિ શરીરવ્યાપાર તેણે કરીને સ્થિરતા જેની અંગાંગિત થઈ છે-હાડોહાડ બેસી ગઈ છે-તન્મયતાને પામી છે-અભેદ ધર્મ ધર્મી સંબંધ ભાવને પામી છે-એવા મુનિઓ જનસમૂહ વ્યાપ્ત એવા નગરને વિષે અને વનાદિને વિષે,દિવસે તેમજ રાત્રિએ, તુલ્ય સ્વભાવવાળા હોય છે. દેશકાલના ભેદથી પણ તેઓની પરિણતિમાં ભેદ થતો નથી.

स्थैर्यरत्नप्रदीपश्चेद्दीप्रः संकल्पदीपजैः ।
तद्विकल्पैरलं धूमैरलं धूमैस्तथाश्रवैः ॥ ६ ॥

શબ્દાર્થ—સ્થિરતારૂપી તેજોમય રત્ન પ્રદીપ હોય તો સંકલ્પ દીપથી ઉત્પન્ન થતા વિકલ્પ ધૂમથી શું, અને મલિન આશ્રવથી પણ શું ?

વિવેચન—જો મુનિના હૃદયમાં સ્થિરતારૂપી પ્રકાશિત રત્નમય પ્રદીપ હોય તો સંકલ્પ એટલે અશુદ્ધ ચાપલ્યતારૂપ મનોરથ તે રૂપી જે દીપ તેથી ઉત્પન્ન થતા વિકલ્પરૂપી ધૂમે કરીને અલમ્, અને અતિ મલિન કર્મબંધ હેતુ આશ્રવથી પણ અલમ્. તાત્પર્ય એછે કે સંકલ્પ વિકલ્પથી તથા આશ્રવ સેવવાથી કાંઈ સાધ્ય નથી માટે નિર્ધૂમ સ્થૈર્ય રત્ન પ્રદીપ આદરવાયોગ્ય છે.

**उदीरयिष्यसि स्वांतादस्थैर्यपवनं यदि ।**
**समाधेर्धर्ममेघस्य घटां विघट यिष्यसि ॥ ७ ॥**

**શબ્દાર્થ**—જો સ્વહૃદયમાંથી અસ્થિતારૂપી પવનને તું પ્રેરીશતો ધર્મમેઘ સમાધિની ઘટા તે પવન વિખેરી નાંખશે.

**વિવેચન**—મોહના ઉદયથી આત્માને વિષે ઉપયોગ રહિત અસાવધાન થઇને અંતઃકરણમાંથી અસ્થિરતારૂપી પવનને તું પ્રેરીશ, એટલેકે સ્થિરતા તજીને ચંચલ પરિણામી થઇશ, તો સમાધિ એટલે મન વચન, અને કાયાનું એકાગ્રપણું તે રુપી જે ધર્મમેઘ નામના સમાધિની ઘટા, સ્વસ્વભાવરૂપી મેઘની ઘટા–અભ્રમાલા–તેને પવન વિખેરી નાંખશે. જેવી રીતે વાયુપ્રેરિત મેઘઘટા નાશ થઈ જાય છે તેવી રીતે અસ્થિરતાથી સમાધિરૂપી ધર્મમેઘની ઘટાનો નાશ થાય છે.

**चारित्रं स्थिरतारूपमतः सिद्धेष्वपीष्यते ।**
**यतंतां यतयो वश्य मस्या एव प्रसिद्ध ये ॥ ८ ॥**

**શબ્દાર્થ**—સિદ્ધજીવમાં પણ સ્થિરતારૂપ ચારિત્ર મનાય છે. માટે તે સ્થિરતાનીજ સિદ્ધિને અર્થે મુનિઓ યત્નવાળા અવશ્ય થાઓ.

વિવેચન—હે યોગીશ્વર, સ્થિરતા એટલે આત્મપ્રદેશની જ્ઞાનદર્શકનાત્મક ઉપયોગની નિશ્ચલતા, સ્વરૂપ નિષ્પત્તિ, તે રૂપ ચારિત્ર એટલે જીવનો નિજ ગુણ, તે સકલ કર્મરહિત મુક્ત જીવમાં પણ મનાય છે. માટેગ્રંથકાર કહે છે કે અવશ્યમ્, નિશ્ચયે કરીને અન્ય વસ્તુ પરિહરીને તે સ્થિરતાનીજ નિષ્પત્તિને અર્થે પ્રચુર ઉદ્યમવંતા થાઓ. સિદ્ધનેવિષે ચારિત્રનો આગમમાં જે નિષેધ કહેલો છે તે ક્રિયાત્મક ચારિત્ર સમજવું. ચારિત્ર બે પ્રકારનું છે. નિશ્ચય અને વ્યવહાર ચારિત્ર. વ્યવહાર ચારિત્ર ક્રિયાત્મક છે તે સિદ્ધનેવિષે નથી.

---

## मोहाष्टकम् ॥ ४ ॥

अहं ममेति मंत्रोऽयं मोहस्य जगदांध्यकृत् ।
अयमेवहि नञ्पूर्वः प्रतिमंत्रोऽपिमोहजित् ॥ १ ॥

શબ્દાર્થ—હું અને મારૂં એવો જે મોહનો મંત્ર તે જગતને અંધ કરનારો છે; અને નકાર પૂર્વક એનો એજ મંત્ર મોહને જીતનારો પ્રતિમંત્ર છે.

વિવેચન—હે પ્રાણિ, મોહ એટલે આત્મભિન્ન પદાર્થોને વિષે આત્મીયત્વ બુદ્ધિ ઉત્પન્ન કરનાર મોહનીય કર્મ-

મૂહતા—હું એટલે હું દેવદત્ત આ ધનાદિનો સ્વામીછું. મમ એટલે.આ દ્રવ્યાદિ મારૂં છે. મંત્ર એટલે દેવતાએ અધિષ્ટિત અક્ષરાવલી. હું અને મારૂં એવો જે મોહનો મંત્ર છે તે કેવો છે તે કહે છે. જગદાંધ્યકૃત્ સર્વ વિશ્વવાસી જીવ ગણની જ્ઞાન ચક્ષુને વિકલ કરેછે, સ્વરૂપને દેખી ન શકે એવા સ્વભાવવાળી કરેછે. અને નકારપૂર્વક તેજ મંત્ર—હું આ વસ્તુઓનો સ્વામી, સંબંધી, નથી. આ ધનાદિ મારૂં નથી તે રૂપી મંત્ર—હ્રદયગત મૂઢ સ્વભાવને કાઢી નાંખનાર પૂર્વોક્ત મંત્રને પ્રતિકૂલ, તેનો વિનાશ કરનાર પ્રતિમંત્ર પણ તેજ છે. **अहंमम** આ મોહનો મંત્ર છે. **नाहंममम** એ મોહનો જીતનારો મંત્ર છે. સ્વપર સ્વરૂપદર્શી જ્ઞાનનેત્રને વિમલ કરેછે.

**शुद्धात्मद्रव्यमेवाहं शुद्धज्ञानं गुणो मम ।**
**नान्योऽहं न ममान्ये चेत्य दोमोहास्त्रमुल्वणम् ॥ २ ॥**

શબ્દાર્થ—હે ચેતન, હું શુદ્ધાત્મ દ્રવ્ય છું, શુદ્ધજ્ઞાન મારો ગુણ છે. હું અન્ય નથી, અન્ય મમ નથી, આ મોહને જીતવાને તીક્ષ્ણ શસ્ત્ર છે.

વિવેચન—હું કોણ તે કહેછે. સકલ કર્મમલ રહિત નિર્વિકલ્પ વિમલ એવું આત્મ દ્રવ્ય અનુત્પન્ન અવિનાશી ચૈતન્ય સત્તા માત્ર વસ્તુ તેજ હું છું. મારો ગુણ શો છે તે

કહે છે કે સકલ આવરણરહિત કેવલ જ્ઞાન સર્વજ્ઞાપક જેનો સ્વભાવ છે તેજ મારો ગુણ છે-મારો ધર્મ છે. પરંતુ વર્ણાદિ મારો ધર્મ નથી. આત્મ વ્યતિરિકત પદાર્થ હું થતો નથી અને દેહાદિ મારાં થતા નથી. આવા ભાવવાળો જે ઉપયોગ તે અદઃ એટલે સ્પષ્ટ સર્વજ્ઞના ઉપદેશથી જાણેલું દુર્ભેદ્ય એવું જે મોહનું શરીર તેને ભેદવામાં અવધ્ય શક્તિવાળું શસ્ત્ર છે.

**योनमुह्यति लग्नेषु भावेष्वौदयिकादिषु ।**
**आकाशमिव पंकेन नासौ पापेन लिप्यते ॥ ३ ॥**

શબ્દાર્થ—ઔદયિકાદિભાવ ઉદયમાં છતાં જે મોહવશ થતો નથી તે જેમ આકાશ પંકથી લેપાતું નથી તેમ પાપથી લેપાતો નથી.

**વિવેચન**—ઉદય એટલે કર્મસ્થિતિ પરિપકવ થયાથી સ્વફલ આપવામાં અભિમુખપણું અને તે કર્મોદયમાં બન્યો જે ભાવ તે ઔદયિક ભાવ. આદિ પદે કરીને ઉપશમિક અને ક્ષાયોપશમિક સમજવાં. પરંતુ ક્ષાયિક નહીં. રાગાદિ પરિ-ણામ ઉત્પાદક કર્મઉદયમાં આવે ત્યારે તે કર્મોએ કરેલા વ્યા-મોહથી પોતાના ઉપયોગથી જે ચાલતો નથી-ઉપયોગમાં સ્થિરભાવવાળો રહેછે-એવો આત્મા; પાપકર્મથી લેપાતો ન-

થી, બંધાતો નથી. કારણ કે રાગાદિ વિકલ્પથી વર્જિત છે. જીવને, બંધના હેત માત્ર રાગ અને દ્વેષ છે પરંતુ શબ્દાદિ વિષય નથી; કારણકે ઘટપટવત્ આત્મા તેથી-શબ્દાદિથી ભિન્ન છે. અન્યઅન્યનો બંધ હેતુ હોઈ શકેજ નહીં.જો હોઇ શકે એમ માનીએ તો અતિપ્રસંગ દૂષણ આવશે તેથી શબ્દાદિ જીવના બંધ હેતુ હોઇ શકેજ નહીં, બંધ હેતુ તો માત્ર રાગદ્વેષ છે. ત્યાં હવે ગ્રંથકાર દૃષ્ટાંત આપે છે, આકાશ જેમ આર્દ્ર કર્દમ ( કાદવ ) થી લેપાતું નથી તેમ પૂર્વોક્ત જીવ લેપાતો નથી.

**पश्यन्नेव परद्रव्यनाटकं प्रतिपाटकम् ।**
**भवचक्रपुरस्थोऽपि नामूढः परिखिद्यते ॥ ४ ॥**

**શબ્દાર્થ**—ભવચક્રરૂપી નગરને વિષે સ્થિત પણ અમૂઢ એવો જીવ એકેંદિઆદિ પરદ્રવ્યનાટક જોતો ખેદ પામતો નથી.

**વિવેચન**—મોહના અભાવથી જ્ઞાતતત્ત્વ જીવ સંસારમાં પરિભ્રમણ કરતો થકો ખેદ પામતો નથી તે બતાવે છે. ભવ એટલે જીવનો જન્માતર વિશેષ, તેનું ચક્ર એટલે સમૂહ તે ભવચક્રરૂપી સંસારાત્મક નગર-કર્મરૂપી રાજાની રાજધાની -તે નગરને વિષે જેણે નિવાસ કર્યો છે, પરંતુ મિથ્યાત્વાદિમોહ

ત્યાગથી જે અમૂઢ છે-વિજ્ઞાત તત્ત્વ છે-તે જીવ ખેદ પામતો નથી, કલેશ પામતો નથી. કારણ કે મિથ્યાત્વ મોહનો ક્ષય થયો છે તેની સાથેજ દુર્ગતિઆદિ સંકલેશનો પણ ક્ષય થયો છે. સંસારકલેશમય છે તેથી પૂર્વોક્ત જીવને ગર્ભાવાસાદિ સ્વલ્પકલેશ તો રહે છે. ભવચક્રરૂપી નગરને વિષે એકેંદ્રિ વિકલેંદ્રિ પ્રમુખ સ્વજીવસત્તાથી ભિન્ન પરદ્રવ્ય પરપુદ્ગલ-જનિત નવા નવા પરિણામરૂપ નૃત્ય ચારે ગતિમાં જોતો ખેદ પામતો નથી.

**विकल्पचषकैरात्मा पीतमोहासवो ह्ययम् ।**
**भवोच्चतालमुत्ताल प्रपंचमधितिष्ठति ॥ ५ ॥**

શબ્દાર્થ—વિકલ્પરૂપી મદ્યપાનથી જેણે મોહાસવનું પાન કર્યું છે. એવો જીવ ભવોચ્ચતાલ એવા ઉત્કટ પ્રપંચને પ્રાપ્ત કરે છે.

વિવેચન—મોહનું ફલ દેખાડતાં ગ્રંથકાર કહે છે કે હે ચેતન, વિકલ્પ એટલે પરપદાર્થોનો સુંદરત્વ અસુંદરત્વ કલ્પનારૂપ મનોરથ, તે રૂપી ચશક એટલે મદ્યપીવાનું પાત્ર તે વિકલ્પરૂપી મદ્યપાત્રથી જેણે મોહમદિરાનું પાન કર્યું છે એવો આ સંસારી જીવ, ભવ એટલે પ્રચુર જન્માંતરમય ચતુર્ગતિરૂપ સંસાર, તે રૂપી ઉચ્ચતાલ, મદિરાપાન કરના-

રાનું ગોષ્ઠીસ્થાન–સભા, જેમ પદ્યપાન ગોષ્ઠીને વિષે મત્ત થયેલા. પુરૂષો ઉંચે હાથે તાળીઓ દેવામાં તત્પર થાય છે તેમ મોહમત્તજીવ સંસારમાં ઉન્મત્ત ભાષણ તાડનાદિ ચેષ્ટા કરેછે. એવા તાલ એટલે અતિમહાન ઉત્કટ એટલે જન્મજરા મરણાદિ વિસ્તારને પ્રાપ્ત કરેછે. તે કારણ માટે હે ભદ્ર તું મોહવિકલ્પ તજી દે.

निर्मलस्फटिकस्येव सहजंरूपमात्मनः ।
अध्यस्तोपाधिसंबंधो जडस्तत्र विमुह्यति ॥ ६ ॥

શબ્દાર્થ—આત્માનું સ્વાભાવિક સ્વરૂપ સ્ફટિક મણિના જેવું નિર્મલ છે ( તે તજીને ) ઉપાધિ સંબંધથી અધ્યસ્ત જડ પુરૂષ વ્યાકુલ થાય છે.

વિવેચન—જીવનું નિજસ્વરૂપ, નિરૂપાધિક સ્વભાવ, સુંદર સ્ફટિકમણિ જેવું કલંકરહિત છે. તે તજીને કર્મના વશથી દેહાદિ રૂપ જે સંબંધ, સંયોગ, જીવને થાય છે તે દેહાદિમાં સ્વત્વનો આરોપ કરીને જડ, મૂઢ, અજ્ઞ જીવ નિજપણું માનતો હર્ષશોકાદિથી વ્યાકુલ થાય છે.

अनारोपसुखं मोहत्यागादनुभवन्नपि ।
आरोपप्रियलोकेषु वक्तुमाश्चर्यवान् भवेत् ॥ ७ ॥

શબ્દાર્થ—મોહત્યાગથી અનારોપ સુખનો અનુભવ કરનાર પણ ઉપચાર પ્રિયાલોકમાં તે સુખનું વર્ણન કરતો આશ્ચર્યતાને પામેછે.

**વિવેચન**—મોહગ્રસ્ત જીવની આગળ મોહત્યાગીના સહજ સુખનું વર્ણન કરવાને પણ વાગ્શક્તિ નથી તે બતાવે છેઃ—હે ચેતન, મોહનું માહાત્મ્ય તું જો. મોહના, અજ્ઞાનના, મોહનીય કર્મના ત્યાગથી, ક્ષયથી, જ્ઞાન જેને પ્રાપ્ત થયું છે જીવ ઉપચારરહિત સ્વાભાવિક સુખનો, પરમાનંદનો, અનુભવ કરનાર, ઉપચાર એટલે કલ્પના છે પ્રિય જેને એવા જીવને તે સુખનું વર્ણન કરતો અશ્ચર્યતાને પામેછે. તેઓના હૃદયમાં પરમાર્થિક સુખના સ્વરૂપને બતાવનારી વાગ્શક્તિનો અભાવ છે માટે તેમની પાસે શું વર્ણન કરવું?

**યશ્ચિદ્દર્પણવિન્યસ્તસમસ્તાચારચારુધીઃ ।**

**ક્વનામસપરદ્રવ્યેऽનુપયોગિનિમુહ્યતિ ॥ ૮ ॥**

શબ્દાર્થ—જ્ઞાનરૂપી દર્પણને વિષે સમસ્ત આચાર વિન્યસ્ત કરવાથી જેની બુદ્ધિ મનોહર છે એવા યોગી અનુપયોગી પરદ્રવ્યને વિષે શું મોહ પામે છે ?

વિવેચન—ચિત્ એટલે આત્મા જ્ઞાન તે રૂપી દર્પણ, તેને વિષે સકલ જ્ઞાનાચારાદિ ક્રિયાસમૂહને જેણે પ્રતિબિંબિ-

ત કર્યો છે, અને તેથી કરીને સ્વરૂપ ગ્રહણ કરવાને અભિમુખપણાએ કરીને તથા નિર્દોષત્વે કરીને મનોહર છે બુદ્ધિ જેની, અર્થાત્ આત્માને જ્ઞાનદર્શન રત્નમય જે માને છે, અને તે જ્ઞાનને વિષે સર્વ આરોપણ કરે છે, તેવો યોગી અનુપયોગી, એટલે સ્વાત્મવ્યતિરિક્ત પરવસ્તુ; તેને વિષે કદાપિ હર્ષશોકને પામતો નથી.

---

## ज्ञानाष्टकम् ॥ ५ ॥

मज्जत्यज्ञः किलाज्ञाने विष्ठायामिव शूकरः ।

ज्ञानी निमज्जति ज्ञाने मराल इवमानसे ॥ १ ॥

**શબ્દાર્થ**—ભુંડ જેમ વિષ્ટાને વિષે તેમ અજ્ઞાની અજ્ઞાનમાં પડે છે, અને માનસ સરોવરમાં હંસની જેમ જ્ઞાની જ્ઞાનમાં રમે છે.

**વિવેચન**—ચતુર્થ અષ્ટકમાં મોહત્યાગનો ઉપદેશ કર્યો તે મોહત્યાગ જ્ઞાનીને હોય છે, માટે હવે જ્ઞાનાષ્ટક વર્ણવે છે. હે આત્મન્, એવું સમજીને તું જ્ઞાની થા. એવું એટલે શું, તો કહે છે કે અજ્ઞ એટલે રાગાદિ શત્રુના સંઘનું નિવારણ કરવાને સ્વપરવસ્તુ વિવેચનમાં નિપુણ, યથાર્થ, જ્ઞાનરહિત

જીવ-પરંતુ અજ્ઞ એટલે નિરક્ષર નહીં. કિલ શબ્દ પશ્ચાતાપ અર્થે છે. પૂર્વોક્ત અજ્ઞ મહા સંતાપજનક અપૂર્વ વૈરીતુલ્ય અજ્ઞાન-મિથ્યાજ્ઞાન-વસ્તુસ્વરૂપને અન્યથા પ્રગટ કરે એવા અજ્ઞાનને વિષે મગ્ન થાય છે. જેમ ભુંડ સ્વાદિષ્ટ અન્ન છોડી દઇને વિષ્ટામાં પડે છે તેમ સમ્યગ્જ્ઞાનરહિત જીવ પણ સકલ દુઃખોને નિવારનાર અમૃત સમુદ્રતુલ્ય સર્વજ્ઞ પ્રોક્ત શાસ્ત્ર તજીને કુશાસ્ત્રમાં ઉતરે છે. જ્ઞાની એટલે હેય, ઓદાસિન્ય, ઉપાદેયાદિ ભેદે કરીને સમ્યક્ વસ્તુજ્ઞાતા, મોહાંધકારનો નાશ કરનાર અને રાગાદિ દોષના પાકને શોષણ કરવામાં સૂર્યસમાન સર્વજ્ઞે કહેલા શાસ્ત્રમાં ઉતરે છે. રાજહંસ જેમ માનસ સરોવરને વિષે રમે છે તેમજ સમ્યગ્જ્ઞાની પણ આત્મસ્વરૂપના વિવેચક, સ્વપરસ્વરૂપના નિશ્ચય કરનાર જ્ઞાનમાં રમે છે. ઉપાધ્યાયજી અન્યત્ર કહેછે. જુઓ પદ ૬૭ મું.

> જ્ઞાનીજ્ઞાન મગન રહેરે, રાગાદિક મલ ખોય,
> ચિત્તઉદાસ કરની કરેરે, કર્મબંધનવી હોય ॥ ૩ ॥

**निर्वाणपदमप्येकं भाव्यते यन्मुहुर्मुहुः ।**
**तदेवज्ञानमुत्कृष्टं निर्बंधो नास्ति भूयसा ॥ २ ॥**

**શબ્દાર્થ**—તેજ ઉત્કૃષ્ટ જ્ઞાન છે કે જેથી આત્મા વારં-

વાર એક નિર્વાણપદને વિષે તન્મય થાય છે. મોટા શાસ્ત્રપાઠનો કાંઈ આગ્રહ નથી.

વિવેચન—જ્ઞાનનું પારમાર્થિક સ્વરૂપ બતાવતા ક્રિયાવ્યાપારનો વ્યવચ્છેદ કરે છે. નિર્વાણપદ એટલે સકલ સંતાપ શાંત થયેલી મોક્ષ એટલે નિજ સ્વરૂપ અવસ્થાનરૂપ જીવનું સ્થાન તે એકજ અદ્વિતીય મોક્ષપદને વિષે જેનાથી વારંવાર આત્મા તન્મય થઈ જાય છે તેજ બીજા સકલ જ્ઞાનથી પ્રધાનભૂત ઉત્કૃષ્ટ જ્ઞાન છે. પરંતુ મોટા શાસ્ત્રોનું પઠન કર્યાથી શું ? તેનો કાંઈ આગ્રહ નથી. કહ્યું છે કે

तद् ज्ञानमेव न भवति यस्मिन्नुदिते विभाति रागगणः ।
तमसः कुतोऽस्तिशक्तिर्दिनकरकिरणाग्रतः स्थातुम् ॥

અર્થ–તે જ્ઞાનજ હોઈ શકે નહીં કે જે છતાં રાગાદિનો ઉદય થાય છે કારણકે સૂર્યકિરણોની સામે ઉભા રહેવાને અંધારાની કયાંથી શક્તિ હોય ?

**स्वभावलाभसंस्कारकारणं[1] ज्ञानमिष्यते ।**
**ध्यांध्यमात्रमतस्त्वन्यत्तथा चोक्तंमहात्मना ॥ ३ ॥**

**શબ્દાર્થ**—તેજ જ્ઞાન કહેવાય છે કે જે નિજભાવ

---

૧ પાઠાંતર **स्मरणम्.**

લાભના સંસ્કારનું કારણ છે. અને તેથી અન્ય, બુદ્ધિને માત્ર અંધ કરનાર છે એમ મહાત્માએ કહ્યું છે.

**વિવેચન**—ઉક્ત અર્થને સ્પષ્ટ કરેછે. સ્વભાવ એટલે અનંત જ્ઞાનદર્શન આનંદમય આત્મસ્વરૂપ, તેની પ્રાપ્તિ, આવરણરહિત થવાથી તેનો પ્રગટન ભાવ, તેને માટે જે સંસ્કાર સ્મૃતિરૂપ ધારણા ક્ષમાદિ રૂપ સાધનોનો સંસર્ગ તેનો જે હેતુ તેજ જ્ઞાન આત્માને હિતકારી બોધ કહેવાય છે. આથી બીજું, સ્વરૂપ લાભનું અકારણ ભૂતજ્ઞાન માત્ર બુદ્ધિને અંધ કરનારૂં છે કેવલ શબ્દ રણાકાર માત્ર નિષ્ફલ છે એમ મહાત્મા શ્રીહરિભદ્ર સૂરિજીએ શ્રીયોગદૃષ્ટિ સમુચ્ચય નામના ગ્રંથમાં કહ્યું છે.

**वादांश्चप्रतिवादांश्च वदंतोऽनिश्चितांस्तथा ।**
**तत्वांतंनैवगच्छन्ति तिलपीलकवद्गतौ ॥ ४ ॥**

**શબ્દાર્થ**—વાદ, પ્રતિવાદ અને અનિશ્ચિત પદાર્થનો કહેવાવાળો તેલીના બળદની જેમ તત્વનો પાર પામતો નથી.

**વિવેચન**—વાદ એટલે પૂર્વપક્ષ, જેમકે સત્‌વસ્તુ ત્રિરૂપ છે એવો મારો પક્ષ, તે પૂર્વપક્ષવાદ કહેવાય છે. તે વાદનું ઉત્થાપન કરનાર ઉત્તરપક્ષ તે પ્રતિવાદ કહેવાય

છે. જેમકે તમારો કહેલો પૂર્વપક્ષ સિદ્ધ થતો નથી. કારણકે વસ્તુ અનિત્ય છે અથવા ક્ષણિક છે માટે. અનિશ્ચિત એટલે અનિર્ધારિત પદાર્થ જેમકે અંગુષ્ઠના કડકા જેટલો માત્રજ આત્મા છે ને ગર્ભાશયમાં ત્રીજે મહિને જીવ ઉપજેછે. આવી રીતનું જે કથન એવા વાદ પ્રતિવાદ અને અનિશ્ચિત પદાર્થને શાસ્ત્રના ઘણા અભ્યાસથી અથવા પ્રજ્ઞાતિશયથી કહેનારા, પારમાર્થિક સ્વરૂપનો પાર પામતા નથી. કોની પેઠે તો કહે છે કે જેમ ઘાંચીનો બળદ ગમનનો પાર પામતો નથી તેમ. કહ્યું છે કેઃ—

પઠે પાર કહાં પામવો, મિટે ન મનકી પ્યાસ.
જયું કોલ્હુ કે બેલકો, ઘરહીં કોસ પચાસ,

**स्वद्रव्यगुणपर्यायचर्या वर्या परान्यथा ।**

**इतिदत्तात्मसंतुष्टिर्मुष्टिज्ञानस्थितिर्मुनेः ॥ ८ ॥**

શબ્દાર્થ—સ્વદ્રવ્યગુણ પર્યાયની વર્તના તેજ સર્વોત્તમ છે અને પરની અપ્રધાન છે આ પ્રમાણે આત્માને વિષે જેણે સંતોષવૃત્તિ ઉપજાવી છે તેવા મુનિની સંક્ષેપરૂપ મુષ્ટિજ્ઞાન છે.

વિવેચન—વાદબુદ્ધિ પાંડિત્ય દર્પ તજીને પરમાર્થગ્રાહીજ્ઞાનમાં પ્રચુર ઉદ્યમવંત થાઓ તે કહે છે. આત્મા પોતેજ દ્રવ્ય છે સકલગુણપર્યાય ધારવાથી, અથવા અસંખ્ય પ્રદેશ-

રાશિરૂપત્વથી, સ્વગુણ એટલે સહભાવી જ્ઞાન દર્શન ચારિત્રનો સંદોહ, સમૂહ. સ્વપર્યાય એટલે અનુક્રમે કરીને થતા દ્રવ્યગુણને આશ્રેલા એવા અર્થપર્યાય અને વ્યંજનપર્યાય ભેદ, ધર્મસમૂહો, તેની જે વર્તના–પ્રવૃત્તિ–તે સર્વોત્તમ છે. પરંતુ પરદ્રવ્યગુણપર્યાયની વર્તના અનુત્તમ છે અપ્રધાન છે. એ પ્રમાણે સ્વરૂપ આસ્વાદરૂપે કરીને આત્માને વિષે જેણે સંતોષવૃત્તિ ઉપજાવી છે તેવા મુનિની કર્મરૂપી શરીર ઉપર મુષ્ટિપ્રહાતુલ્ય જે જ્ઞાન તેની મર્યાદા જાણવી. અથવા મુષ્ટિજ્ઞાન એટલે સંક્ષેપથી સર્વ રહસ્ય જેણે હસ્તામલકવત્ ગ્રહણ કર્યુંછે એવું આ જ્ઞાન જાણવું.

**अस्तिचेद्‌ग्रंथिभिद्‌ज्ञानं किंचित्रैस्तंत्रयंत्रणैः ।**

**प्रदीपाः क्वोपयुज्यन्ते तमोघ्नीदृष्टिरेवचेत् ॥ ६ ॥**

**શબ્દાર્થ**—જો ગ્રંથિભેદ કરે એવું જ્ઞાન હોય તો વિચિત્ર શાસ્ત્ર બંધનના કલેશથી શું? જો દૃષ્ટિ અંધકારને નાશ કરે એવી હોય તો પ્રદીપની અપેક્ષા કોણ કરે?

**વિવેચન**—હવે ત્રણ શ્લોકોથી ઉકતરૂપ જ્ઞાનની સ્તુતિ કરે છે. ગ્રંથિ એટલે દુર્ભેદ્ય કર્મજન્ય સખત રાગદ્વેષ મિથ્યાત્વની પરિણતિ. તે ગ્રંથિને ભેદે, વિદારણ કરે એવું જે જ્ઞાન તે જેને પ્રાપ્ત થયું છે તેને નાના પ્રકારના શાસ્ત્રબંધન,

તેની રચના પઠન વગેરેથી શું પ્રયોજન ? કાંઇજ નહીં ત્યાં દૃષ્ટાંત આપે છે કે જો નેત્ર રાત્રિના અંધકારને હણનારૂં હોય તો પછી દીપકશ્રેણિનું શું પ્રયોજન છે ? અર્થાત્ કાંઇજ નહીં. મિથ્યાત્વમોહનીયકર્મની સ્થિતિ ઉત્કૃષ્ટ ૭૦ કોડાકોડી સાગરો પમની છે. તે કર્મની ગાંઠ આત્માની સાથે બંધાઈ છે. હવે ૬૯ કોડાકોડી સાગરોપમ કરતાં કાંઇક અધિક ભાગ જે જીવે ખપાવ્યો છે, ક્ષય કર્યો છે તે ગ્રંથિભેદ કરીને સમકિત ઉપાર્જન કરે છે.

**मिथ्यात्वशैलपक्षच्छिद् ज्ञानदंभोलिशोभितः ।**
**निर्भयः शक्रवद्योगी नंदत्यानंदनंदने ॥ ७ ॥**

**શબ્દાર્થ**—મિથ્યાત્વરૂપી પર્વતની પાંખને કાપી નાંખનાર જ્ઞાનરૂપી વજ્રથી શોભિત ઇંદ્રની જેમ નિર્ભય યોગી આનંદરૂપી નંદનવનમાં વિલાસ કરે છે.

**વિવેચન**—વસ્તુસ્વરૂપ ગ્રહણ કરવામાં બુદ્ધિને વિપર્યાસ હેતુ એવું જે કર્મ તે રૂપી દુઃખે કરીને જેનું ઉલ્લંઘન થાય એવો પર્વત તેની પાંખ એટલે અછતા ભાવનું સ્થાપવું અને છતા ભાવને ઉત્થાપવું તે રૂપી જે પરિણામ, તે મૂળમાંથી છેદવાને જ્ઞાનરૂપી વજ્રે કરીને જે યોગી અલંકૃત છે, તે યોગી શુભ ધ્યાનાદિ સમૃદ્ધિવાળો હોઇને સુરેંદ્રવત્ મરણ

ભયાદિ સર્વ ભયરહિત સ્વાભાવિક પરમાનંદરૂપ નંદનવનમાં વિલાસ કરે છે.

**पीयूषमसमुद्रोत्थं रसायनमनौषधम् ।**

**अनन्यापेक्षमैश्वर्यं ज्ञानमाहुर्मनीषिणः ॥ ८ ॥**

શબ્દાર્થ—પંડિત પુરુષોએ કહ્યું છે કે જ્ઞાન,સમુદ્રમાંથી નહીં ઉત્પન્ન કરેલું અમૃત છે, ઔષધ પ્રયોગરહિત રસાયન છે અને (અન્યવસ્તુની) અપેક્ષારહિત ઐશ્વર્ય છે.

વિવેચન—વસ્તુ સદ્ભાવને જાણનારા પંડિત પુરુષો સમ્યગ્ બોધ પરિણુતિને સમુદ્રમાંથી નહીં ઉત્પન્ન કરેલું એવું અમૃત કહે છે. પ્રસિદ્ધ અમૃત સમુદ્રમંથન કરીને ઉત્પન્ન કરેલું છે. જ્ઞાનામૃત તેથી ભિન્ન છે. અને વળી તે જ્ઞાન ઔષધપ્રયોગવિના ઉત્પાદિત ( ઉપજાવેલું ) રસાયન છે, ધર્મરૂપી શરીરને વિષે સૌંદર્યની પુષ્ટિ તથા વૃદ્ધિ કરનાર તામ્ર ભસ્માદિ ઔષધરૂપ છે. અને વળી હસ્તી, અશ્વ, રથ, ધનાદિની અપેક્ષા રહિત મહાન ઋદ્ધિવાળું સ્વામિત્વપદ છે.

## शमाष्टकम् ॥ ६ ॥

**विकल्पविषयोत्तीर्णः स्वभावालंबनः सदा ।**

**ज्ञानस्य परिपाकोयः सःशमः परिकीर्तितः ॥ १ ॥**

શબ્દાર્થ—વિકલ્પના વિષયને પાર ઉતરેલો સદા સ્વભાવ ગ્રહણવાળો એવો જ્ઞાનનો જે પરિપાક તે શમ કહેવાય છે.

વિવેચન—પાંચમા અષ્ટકમાં જ્ઞાનનું સ્વરૂપ બતાવ્યું તે જ્ઞાન શાંત પરિણતિવાળાનું હોય છે તેથી હવે શમાષ્ટક વર્ણવે છે. વિકલ્પ એટલે મનના શુભાશુભ સંકલ્પ પ્રભેદ. તેનો વિષય એટલે અભિલાષા અજ્ઞાન ભ્રાંતિસ્વભાવાદિરૂપ આશ્રય, તેનાથી અત્યંત દૂર ગયેલો અર્થાત્ જે આત્માના જ્ઞાનનો પરિપાક નિરભિલાષને પામ્યો છે અને વળી જેમાં આત્માના ધર્મોનું સદા આલંબન છે. એવા જ્ઞાનનો જે પરિપાક, નિપુણતા, તે શમ કહેવાય છે. મનના મલિન પરિણામને દમન કરવાથી ભગવાને તેને શાંતભાવ, શમભાવ, કહેલોછે.

**अनिच्छन् कर्मवैषम्यं ब्रह्मांशेन समं जगत् ।**

**आत्माभेदेन यः पश्येदसौ शिवं गमी शमी ॥ २ ॥**

१ પાઠાંતર मोक्षं.

**શબ્દાર્થ**—કર્મથી થતા વૈષમ્યને નહીં ઈચ્છતો સ્વતુલ્ય ચૈતન્ય સત્તારૂપે જગત્‌ને સમ ગણતો યોગી મોક્ષગામી થાય છે.

**વિવેચન**—જગત્‌વાસી સર્વ જીવોને વિષે જ્ઞાનાવરણિયાદિ અષ્ટકર્મથી થતી વિષમતા, હીનતા ઉત્તમતારૂપી વિસદૃશપણું, બ્રાહ્મણ ક્ષત્રીય વૈશ્ય શુદ્રાદિ ભેદ, પંચેદ્રિ આદિ ભેદ, સુબુદ્ધિ, દુર્બુદ્ધિ, સધન, નિર્ધન, જ્ઞાની, અજ્ઞાની, આદિ ભેદથી થતું તારતમ્યપણું, તેને નહીં ઈચ્છતો, તેનું ગ્રહણ નહીં કરતો, આત્મસ્વરૂપથી અભિન્ન અથવા સ્વતુલ્ય વિકારરહિત શુદ્ધચૈતન્ય સત્તારૂપે ત્રિભુવનને વિષે રહેલા જીવોને તુલ્યરૂપે જે જુએ છે એવો શમી, પરિશુદ્ધ નિપુણ જ્ઞાની, મુક્તિગમન કરવાને યોગ્ય છે.

**आरुरुक्षुर्मुनिर्योगं श्रयेद्बाह्यक्रियामपि ।**
**योगारूढः शमादेव शुद्ध्यत्यंतर्गतक्रियः ॥ ३ ॥**

**શબ્દાર્થ**—યોગારૂઢ થવાને ઈચ્છતો મુનિ બાહ્યક્રિયાને પણ સેવે છે. ( પરંતુ ) અંતર્ગતક્રિય એવો યોગારૂઢ મુનિ શમે કરીનેજ શુદ્ધિને, સિદ્ધને, પામેછે.

**વિવેચન**—મુનિ યોગારોહણ કરવાને તેના હેતુભૂત દેવગુરૂવંદન આવશ્યક આહારશુદ્ધિ આદિ બાહ્યક્રિયાનું સે-

વન કરે છે કારણકે પૂર્વોક્ત બાહ્યક્રિયા શમ પ્રકર્ષ પ્રાપ્ત કરવામાં આલંબન છે. પરંતુ જે યોગારૂઢ છે—શમતાધ્યાનાદિરૂપ પૂર્ણાનંદ પ્રાપ્તિના ઉપાયમાં આરૂઢ છે, અતિ ઉત્કૃષ્ટતાને પામ્યો છે-એવો જ્ઞાનાદિ વિમલ ભાવને પ્રાપ્ત થયેલી અભ્યંતર ક્રિયાવાળો શમી, બાહ્યક્રિયાનું આલંબન કર્યાવિના, શાંત સ્વભાવથીજ—જ્ઞાનાદિના ઉત્કર્ષથીજ—કર્મમલ રહિત થાય છે, નિજસ્વરૂપસ્થ સાદિ અનંત સ્થિતિવાળો સિદ્ધ થાય છે.

ध्यानवृष्टेर्दयानद्याः शमपूरे प्रसर्पति ।
विकारतीरवृक्षाणां मूलादुन्मूलनं भवेत् ॥ ४ ॥

શબ્દાર્થ—ધ્યાનરૂપી વૃષ્ટિથી દયારૂપી નદીનું શમતારૂપી પૂર પ્રસરતે સતે વિકારરૂપી તીરઉપર વૃક્ષોનું મૂળમાંથી ઉન્મૂલન થાયછે.

વિવેચન—ધ્યાન એટલે ધર્મધ્યાન અને શુકલધ્યાન ધ્યેય વસ્તુને વિષે ચિત્તની એકાગ્રતા તે રૂપી વૃષ્ટિ, અખંડ ધારા; દયાનદી દયા એટલે કારુણ્ય ભાવના. તેરુપી ગંભીર અતિ વિસ્તીર્ણ સરિત્ તેનો પ્રવાહ વૃદ્ધિ પામ્યે સતે, વિકાર એટલે આત્મસંપત્તિની વૃદ્ધિમાં પ્રતિકૂલભૂત મોહાદિ દોષ, તે વિકાર રુપી તરુ-દયાનદીના તીર ઉપર ઉગેલાં વૃક્ષ-તેનો મૂલ

માંથી નાશ થાય છે. અર્થાત્ વિકારરૂપી દોષ સત્તામાંથી નાશ થાય છે.

**ज्ञानध्यानतपःशीलसम्यक्त्वसहितो ऽप्यहो ।**
**तंनाप्नोतिगुणंसाधुर्यं प्राप्नोति शमान्वितः ॥ ५ ॥**

શબ્દાર્થ—જ્ઞાન, ધ્યાન, તપ, શીલ અને સમ્યકત્વયુક્ત એવો સાધુ તે ગુણ પ્રાપ્ત કરતો નથી જે ગુણ શમાન્વિત સાધુ પ્રાપ્ત કરે છે.

વિવેચન—હે ચેતન, વક્ષ્યમાણ આશ્ચર્યને તું જો. તે શું આશ્ચર્ય છે. તે કહે છે મતિ શ્રુત રૂપજ્ઞાન, પિંડસ્થ, પદસ્થ રુપધ્યાન, ઉપવાસ, આંબિલઆદિતપ, શીલ—વનવાસાદિ-સ્ત્રીસેવાના ત્યાગરુપ બ્રહ્મચર્ય, અથવા સકલ સાધુના આચાર રુપ સમ્યકત્વ-શુદ્ધ દેવગુરૂ અને જિનોક્ત તત્ત્વને વિષે શ્રદ્ધા, ક્ષાયોપશમિકાદિ સમક્તિ, આ સર્વથી યુક્ત એવો મુનિ વક્ષ્યમાણ સ્વરૂપ ગુણને-ઉકત ધર્મસમૂહના ફલને-પામતો નથી. અવધિ, મનઃપર્યવ, અને કેવલજ્ઞાનાદિનો લાભ શમાન્વિત્-શાંત સ્વભાવવાળો-મેળવે છે તે લાભ પૂર્વોક્ત સાધુને મળતો નથી.

**स्वयंभूरमणस्पर्द्धि वर्द्धिष्णु समतारसः ।**
**मुनिर्येनोपमीयेत कोऽपिनासौचराचरे ॥ ६ ॥**

શબ્દાર્થ—સ્વયંભૂરમણની હોડ કરનાર, વર્ધન સ્વભાવવાળા. સમતારસયુક્ત મુનિની ચરાચર જગત્માં કોઈની સાથે સરખામણી થઈ શકે નહીં.

વિવેચન—સ્વયંભૂરમણ એટલે સર્વ સમુદ્રમાં છેલ્લો, સર્વથી વિશાળ અગાધ સમુદ્ર તેની સાથે જે હોડ કરે છે, અને વળી વર્દ્ધનશીલ હોઇને તે સમુદ્રની બરાબરી કરે છે, તિરસ્કાર કરે છે, એવો જે સમતારસ-સર્વતુલ્ય વૃત્તિરૂપ-પ્રવાહ-તેથી જે સંયુક્ત છે એવા મુનિની તુલ્ય સ્થાવર જંગમાત્મક જગત્રયને વિષે કોઇપણ વસ્તુ-દેવેંદ્રાદિ-પણ નથી. કારણકે એવા મુનિ સર્વ દુઃખથી રહિત છે.

**शमसूक्तसुधासिक्तं येषां नक्तं दिनं मनः ।**

**कदापि तेन दह्यन्ते रागोरगविषोर्मिभिः ॥ ७ ॥**

શબ્દાર્થ—જેનું મન અહોરાત્રિ શમતા બતાવનાર સુવચનરૂપી અમૃતથી સિંચાયેલું છે તે રાગરૂપી સર્પના ઝેરની ઉર્મિથી કદાપિ ક્લેશ પામતા નથી.

વિવેચન—શાંત સ્વભાવના સ્વરૂપનું પ્રતિપાદન કરનાર સર્વજ્ઞ પ્રોક્ત શાસ્ત્રગત સુભાષિત વચનો રૂપી અમૃતથી-અજરામરત્વ પ્રાપ્ત કરાવનાર અમૃતથી-જેનું મન સિંચાયેલું છે, એવા યોગીને રાગરૂપી સર્પના ઝેરના કલ્લોલ

તુલ્ય તૃષ્ણાતરંગો કદાપિ, મહાવિપત્તિ કાળમાં પણ, કલેશ આપતા નથી.

**गर्जद्ज्ञानगजोत्तुंगा रंगध्यानतुरंगमाः ।**
**जयन्ति मुनिराजस्य शमसाम्राज्यसंपदः ॥ ८ ॥**

**શબ્દાર્થ**—ગર્જના કરતા જ્ઞાનરૂપી હસ્તીઓએ કરીને અતિપ્રધાન, અને હર્ષથી ઉલ્લાસિત ધ્યાનરૂપી અશ્વો જેને વિષે છે, એવી મુનિરાજની શમસામ્રાજ્યની સંપત્તિ વિજયવંત છે.

**વિવેચન**—સ્વાધ્યાય ઘોષથી ગર્જના કરતા જ્ઞાનરૂપી મદોન્મત્ત હસ્તીઓએ કરીને ઉચ્ચતાને પામેલી અને હર્ષથી ઉલ્લાસ પામતી અને વેગથી નાચતી ધર્મ, શુકલધ્યાનમય મનોભાવનારૂપી અશ્વો તે જેને વિષે છે એવી પૂર્વોક્ત શમના ચક્રવર્ત્તીપણાની જે સંપત્તિ તે જય પામે છે. સ્વાધ્યાય ઘોષાત્મકત્વ હોવાથી જ્ઞાનને હસ્તીની સાથે સરખામણી કરી અને લય, લીલા, તરંગે કરીને ધ્યાનની અશ્વની સાથે સરખામણી કરી છે.

---

## इंद्रियजयाष्टकम् ॥ ७ ॥

**बिभेषि यदि संसारान्मोक्षप्राप्तिं चकांक्षसि ।**
**तदेंद्रियजयं कर्तुं स्फोरय स्फारपौरुषम् ॥ १ ॥**

**શબ્દાર્થ**—જો સંસારથી બિહુતાહો અને મોક્ષપ્રાપ્તિની આકાંક્ષા રાખતા હો તો ઇંદ્રિયોપર જય મેળવવાને ઘણું પરાક્રમ ફોરવો.

**વિવેચન**—હે ચેતન, જન્મ, જરા મરણાદિ મહા કષ્ટવાળા ચતુર્ગતિ ભવભ્રમણરૂપ સંસારથી ભયાતુર હો, અને વળી સકલ કલેશના લેશથી રહિત પરમ સહજ સુખમય મોક્ષપ્રાપ્તિની સત્વરપણે ઇચ્છા રાખતા હો, તો શ્રોત્રાદિ પાંચ ઇંદ્રિયોનો સ્વવિષય અભિલાષની પ્રવૃત્તિમાંથી રોધ કરવાને–ઇંદ્રિયોને વશ કરવાને–આત્મીય મહાપરાક્રમ વિસ્તારો, જેથી કરીને ઇંદ્રિયો ઉન્માર્ગે લઈજવાને શક્તિમાન થાય નહીં.

**वृद्धास्तृष्णाजलापूर्णैः रालवालैः किलेंद्रियैः ।**
**मूर्च्छामतुच्छां यच्छन्ति विकारविषपादपाः ॥ २ ॥**

**શબ્દાર્થ**—તૃષ્ણારૂપી જલથી પૂર્ણ, ઇંદ્રિયરૂપી કયારાએ કરીને વૃદ્ધિ પામેલાં,વિકારરૂપી વિષવૃક્ષો, પ્રાણીને અતિગહન મૂર્ચ્છા પમાડે છે.

**વિવેચન**—તૃષ્ણા એટલે વિષયાદિને વિષે લોલુપીપણું, તે રૂપી જલથી પૂર્ણ ઇંદ્રિયોરૂપી કયારાઓથી વૃદ્ધિ પામેલા,

આત્માને નિજભાવના ત્યાગથી સર્વ વિભાવ પરિણામવાળો કરનાર, વિકારરુપી ઝેરના વૃક્ષો પ્રાણીને નિવારી ન શકાય એવી મૂર્છા, અવિવેકતા–ચૈતન્યવિલુપ્તિ–કરેછે. સાર એ છે કે વિકારરુપી વૃક્ષ તેની ફરતો ઇંદ્રિયોનો કયારો અને તૃષ્ણા-રુપી જલથી સિંચિત અને તેથી કરીને મોટું થયેલું વૃક્ષ મૂર્છા પમાડે છે–સ્વભાવ પરાઙ્મુખ કરેછે.

**सरित्सहस्रदुःपूरसमुद्रोदरसोदरः ।**

**तृप्तिमान्नेंद्रियग्रामो भव तृप्तोऽन्तरात्मना ॥ १ ॥**

શબ્દાર્થ—હજારો સરિત્‌થી નહીં પૂરાય એવા સમુદ્રના ઉદરસમાન ઇંદ્રિયોનો સમૂહ તૃપ્તિમાન થતો નથી; માટે અંતરાત્માએ કરીને તૃપ્ત થા.

વિવેચન—અતૃપ્તિસ્વભાવવાળી ઇંદ્રિયોને તૃપ્ત કરવાને મહા ઉદ્યમવંત છે તે મૂર્ખજ છે તે કહે છે. હે ચેતન, ઇંદ્રિયસમૂહ કેવો છે? તો કહે છે કે હજાર નદીઓના પ્રવાહથી જેનું ઉદર ભરવું અશકય છે એવા અગાધ સમુદ્ર સમાન છે ત્રિભુવનને વિષે રહેલી સર્વ સંપત્તિથી પણ અ-ભિલાષા જેની પૂર્ણ થતી નથી. માટે ઇંદ્રિયોની તૃપ્તિને માટે, અભિલાષા પૂર્ણ કરવા માટે, ઉદ્યમ કરવાનું તજી દે, અને નિજ સત્તા મધ્યવર્તી, શરીર, ઇંદ્રિય, ધન, અને કુટુંબનો

સાક્ષીભૂત એવો જે અંતરાત્મા, નિજગુણના સ્વાદનો વિલા-
સી, તેણે કરીને પૂર્ણ થયો છે અભિલાષ જેનો એવો થા.

**आत्मानंविषयैःपाशै र्भववासपराङ्मुखम् ।**

**इंद्रियाणि निबध्नन्ति मोहराजस्य किंकराः ॥ ४ ॥**

શબ્દાર્થ—ઇંદ્રિયોરૂપી મોહ રાજાના કિંકરો ભવવાસથી
પરાંમુખ આત્માને વિષયરૂપી પાશથી બાંધે છે.

વિવેચન—ઈંદ્રિયોની નીચ જાતિ જાણીને અને તેનો સંગ
આત્માને અહિતકારી જાણીને તેનો પરિહાર કરવાને ઉપદેશ
દેતાં ગ્રંથકાર કહે છે. મોહ એટલે મોહનીય કર્મ, તે રુપી
સકલ કર્મરૂપી પ્રજાનો રાજા, નાયક, તેના ચાકર-નીચ
દાસરુપ શ્રોત્રાદિ પાંચ ઇંદ્રિયો, તે જન્માદિ કિલષ્ટ અનેક
દુઃખથી ભરેલા સંસારમાં સ્થિતિ કરવા પ્રત્યે વિમુખ થયેલા
આત્માને શબ્દાદિ વિષય રૂપ પાશથી બાંધે છે. ભાવાર્થ એ છે
કે વિષયાભિલાષ કર્મ આધીન છે અને નીચ ઇંદ્રિયો તેને
(અભિલાષને) આધીન છે. ઇંદ્રિયો વિષયાભિલાષથી થયેલા
પાપકર્મ રૂપી રજ્જુથી આત્માને બાંધે છે, ચાર ગતિને
વિષે ભ્રમણ કરાવે છે.

**गिरिमृत्स्नां धनं पश्यन् धावतींद्रियमोहितः ।**

**अनादिनिधनंज्ञानं धनंपार्श्वे न पश्यति ॥ ५ ॥**

**શબ્દાર્થ**—ઇંદ્રિયથી મોહિત થયેલો પર્વતની માટીને ધનરૂપે જોઇને દોડે છે. અનાદિ નિધન જ્ઞાનરૂપી ધન પાસે છતાં જોતો નથી.

**વિવેચન**—શ્રોત્રાદિ ઇંદ્રિયથી તદ્વિષયસુખ પ્રાપ્તિને અર્થે વ્યાકુલ થયેલો અવિવેકી મૂઢ પર્વતની માટીને કાંચન રત્નાદિ ધનરૂપે જોઇનેસ્વજનાદિને તજીને તે લેવાને વિદેશમાં જાયછે. અને તે ઇંદ્રિયોથી મોહિત થયેલો ઉત્પત્તિ વિનાશ રહિત અનાદ્યનંત સ્થિતિરૂપ જ્ઞાનધનને–અનંત કાલ સુધી નિર્વાહ કરવાને સમર્થ એવા દ્રવ્યને—સમીપ છતાં જોતો નથી. તૃષ્ણાતુરજનો નાશવંત દ્રવ્યને માટે કેવાં કેવાં કષ્ટો સહન કરે છે તે કહે છે.—

**उत्खातं निधिशंकया क्षितितलं ध्माता गिरेर्धातवो**
**निस्तीर्णः सरितां पति नृपतयो यत्नेन संतोषिताः ।**
**मंत्राराधनतत्परेण मनसा नीता स्मशाने निशा**
**प्राप्तः काणवराटकोऽपि न मया तृष्णेऽधुना मुंच माम् ॥**

ઉપાધ્યાજી અન્યત્ર કહે છે–જુઓ પદ ૨૫ મું.

ઓરનકી જન કરત ચાકરી, દૂર દેશ પાય ઘાસે,

અંતરયામી ધ્યાને દીશે, વેતો અપને પાસે.

અબમેં સાચો સાહિબ પાયો ॥ ૩ ॥

વળી કહે છે-જુઓ પદ ૩૯ મું.

ધર્મસિદ્ધિ નવનિધિ હે ઘટમેં, કહા ઢુંઢત જઈ કાશી હો,
જશ કહે શાંતસુધારસ ચાખ્યો, પૂરનબ્રહ્મ અભ્યાસી હો.॥૬॥

**पुरः पुरः स्फुरत्तृष्णा मृगतृष्णानुकारिषु ।**
**इंद्रियार्थेषु धावन्ति त्यक्त्वा ज्ञानामृतं जडाः ॥ ६ ॥**

**શબ્દાર્થ**—જ્ઞાનરૂપી અમૃત તજીને જડ પુરૂષો અધિક અધિક જાગ્રત થતી તૃષ્ણા છે જેમાં તે રૂપી મૃગતૃષ્ણા જેવા ઈંદ્રિય અર્થને વિષે દોડે છે.

**વિવેચન**—જડમતિ શું કરે છે. એક તો બોધ જેને થયો નથી એવા મૂર્ખશિરોમણિ મોક્ષ પ્રાપ્ત કરવામાં મુખ્ય અંગ ભૂત જ્ઞાન-સકલ પાપરૂપી રોગનો નાશ કરવાને અમૃત સમાન, તેને તજી દે છે. બીજું શું કરેછે. ઇંદ્રિય અર્થને વિષે શબ્દાદિ વિષયને વિષે અને તેના નિમિત્તભૂત ધનાદિને વિષે-રાગાતુર થઈ દોડે છે. ઈંદ્રિય અર્થ કેવા છે તે કહેછે જેમાં પ્રાપ્તલાભથી અધિક અધિક ઇચ્છાવાળી તૃષ્ણા થાય છે; અને તેથી મૃગતૃષ્ણા જેવા છે. ગ્રીષ્મ ઋતુમાં મધ્યાન્હે જલ રહિત સ્થલમાં રવિકિરણોથી સંતપ્ત થયેલી ભૂમિની ઉષ્ણુતા જે જલસમાન દેખાય છે તે મૃગતૃષ્ણા કહેવાય છે.

**पतंगभृंगमिनेभसारंगा यान्ति दुर्दशाम् ।**
**एकैकेंद्रियदोषाच्चे दुष्टस्तैः किंनपंचभिः ॥ ७ ॥**

**શબ્દાર્થ**—પતંગ, ભ્રમર, મત્સ્ય, હસ્તી, અને હરિણ, એકએક ઇંદ્રિયના દોષથી દુર્દશાને પામે છે; તો તે દુષ્ટ પાંચ ઇંદ્રિયોથી કયું દુઃખ ન થાય ?

**વિવેચન**—પ્રબલતાને પામેલો એવો એક ઈંદ્રિયનો વિષયપણ દુઃખદાયી છે તે બતાવે છે. ચક્ષુ આદિ પ્રત્યેક ઇંદ્રિયના દોષથી–તદ્ગ્રાહ્ય વિષયમાં અત્યંત આસક્તિરૂપ અપરાધથી પતંગ, મધુકર, મત્સ, હસ્તી અને હરિણ પ્રાણહાનિ આદિ દુઃખી અવસ્થા પ્રાપ્ત કરે છે. તો પછી અતિ દુષ્ટ પાંચ ઇંદ્રિયોને વશ થયેલ જીવને કયું દુઃખ ન થાય ? અર્થાત્ તેવો જીવ સર્વ દુઃખનો ભોક્તા થાય.

**विवेकद्विपहर्यक्षैः समाधिधनतस्करैः ।**
**इंद्रियैर्नजितोयोऽसौधीराणां धुरिगण्यते ॥ ८ ॥**

**શબ્દાર્થ**—વિવેકરૂપી હસ્તીપ્રત્યે સિંહસમાન, સમાધિરૂપી ધનની તસ્કર એવી ઈંદ્રિયોથી જે જીતાયેલો નથી તે ધીર પુરૂષોમાં અગ્રગણનીય છે.

**વિવેચન**—ઈંદ્રિયોથી થતા અપરાધને બતાવતા જિતેંદ્રિયની સ્તુતિ કરે છે. વિવેક એટલે સ્વપર સ્વરૂપનું ભેદ-

જ્ઞાન. તે રૂપી ગજેંદ્ર, તેનો નાશ કરવાને સિંહસમાન, સમાધિ એટલે મન, વચન અને કાયાના યોગનું સ્વાસ્થ્ય, તે રૂપી સકલ સુખ આપનાર વિત્તને ઉપદ્રવ કરવાથી ચોરરૂપ જે ઇંદ્રિયો તેને વશીભૂત જે થયો નથી, તે યોગી સ્થિર ચિત્તવાળામાં શિરોમણિ કહેવાય છે, ગણાય છે. કહ્યું છે કે—

**धन्यास्ते ये विरक्ता गुरुवचनरताःत्यक्तसंसारभोगाः ।**
**योगाभ्यासे विलीना गिरिवनगहने यौवनं ये नयन्ति**
**तेभ्यो धन्या विशिष्टाःप्रबलवरवधूसंगपंचाग्नियुक्ताः**
**नैवाक्षौघैःप्रमत्ताः परमनिजरसं तत्त्वभावं श्रयन्ति ॥**

છેલ્લા બે શ્લોકોનો અર્થ સ્પષ્ટ કરતા હોય તેમ ચિદાનંદજી મહારાજ કહે છે. જુઓ પદ ૪૧ મું.

### રાગ પ્રભાતી.

ઉઠોને મોરા આતમરામ, જિનમુખ જોવા જઇયેરે ॥ એ દેશી ॥
વિષય વાસના ત્યાગો ચેતન, સાચે મારગ લાગોરે ॥ એ આંકણી ॥
તપ જપ સંજમ દાનાદિક સહુ, ગિણતિ એક ન આવેરે ॥
ઇંદ્રિય સુખ મેં જો લૌં એ મન, વક્રતુરંગ જિમ ધાવેરે ॥ વિષય૦ ॥૧॥
એક એકકે કારણ ચેતન, બહુત બહુત દુઃખ પાવેરે ॥
તેતો પ્રગટપણે જગદીશ્વર, ઇણવિધ ભાવ લખાવેરે ॥ વિષય૦ ॥૨॥

મન્મથ વશ માતંગ જગતમે, પરવશતા દુઃખ પાવેરે ॥
રસનાલુબ્ધ હોય ઝખ મૂરખ, જાલ પડયો પિછતાવેરે ॥ વિષય૦॥૩॥
ઘ્રાણ સુવાસ કાજ સુન ભમરા, સંપુટમાંહે બંધાવેરે ॥
તે સરોજ સંપુટ સંયુત ફુન, કરટી કે મુખ જાવેરે ॥ વિષય૦॥૪॥
રૂપ મનોહર દેખ પતંગા, પડત દીપમાં જાઇરે ॥
દેખો યાકું દુઃખ કારનમેં, નયન ભયે હૈ સહાઇરે ॥ વિષય૦॥૫॥
શ્રોત્રેંદ્રિય આસક્ત મિરગલા, છિનમેં શીશ કટાવેરે ॥
એકએક આસક્ત જીવ એમ, નાનાવિધ દુઃખ પાવેરે ॥ વિષય૦॥૬॥
પંચ પ્રબલ વર્તે નિત્ય જાકું, તાકું કહા જ્યું કહીયેંરે ॥
ચિદાનંદ એ વચન સુણીને, નિજ સ્વભાવમેં રહીયેંરે ॥ વિષય૦॥૭॥

---

## त्यागाष्टकम् ॥ ८ ॥

**संयमात्मा श्रये शुद्धोपयोगं पितरं निजम् ।**
**धृतिमंबां च पितरौ तन्मां विसृजतं ध्रुवम् ॥ १ ॥**

**શબ્દાર્થ**—સંયમાત્મા હું શુદ્ધ ઉપયોગરૂપી મારા પિતાનો અનેક ધૃતિરૂપી માતાનો આશ્રય લઉં છું. માટે હે લૌકિક પિતામાતા મને તમે નિશ્ચયે કરીને તજી દ્યો.

**વિવેચન**—સાતમાં અષ્ટકમાં ઇંદ્રિયજયનું વર્ણન કર્યું તે ઇંદ્રિયજય ત્યાગીઓ કરી શકે છે માટે હવે ત્યાગા-

ષ્ટક કહેછે. સંયમાત્મા, સંયમ એટલે નિજભાવને અભિમુખ સર્વ વિભાવ નિવૃત્તિ પામ્યો છે એવી આત્માની પરિણુતિ તે રૂપી આત્મા જીવ. તે શું કરે છે તે કહેછે. શુદ્ધ એટલે મિથ્યાત્વ, સંશય, વિપર્યાસ, અનધ્યવસાયાદિ દોષરહિત એવો ઉપયોગ, ભેદજ્ઞાન પરિણુતિ, તે રૂપી સકલ ઇષ્ટના સંપાદક નિજપિતા અને આત્મરતિરૂપ સ્થિર પરિણુતિરૂપી બાલ જીવનું પરિપાલન કરનાર માતા, તેમને હું ભજું છું, તેમનો આશ્રય લઉંછું. માટે હે જન્મહેતુ લૌકિક પિતામાતા મારામાં પુત્રત્વ નિશ્ચયે કરીને તજી ઘો. મૃત્યુકાલ પર્યંત નિર્વાહકત્વનો અભાવ છે માટે તેના ત્યાગ કરવો યુક્ત છે. આ શ્લોકનો ભાવાર્થ વક્ષ્યમાણ કથા ઉપરથી જાણવો.

એકદા ભરત ક્ષેત્રમાં મગધ દેશને વિષે સુવપ્રા નગરીમાં ન્યાયવિધિમાં કુશલ શત્રુઓનું દમન કરનાર વજ્જંઘ નામનો મહિપતિ રાજ કરે છે. અને ધારિણી નામની તેની રાણી છે, અને દેવકુમાર જેવો સુંદર સુભાનુ નામનો તેમનો કુમાર છે. લાવણ્યની લીલાના વનરૂપ યૌવન પ્રાપ્ત થયે સતે સ્વભાવથીજ તે જિન પૂજામાં, ગુરૂવંદનમાં, જૈનધર્મમાં તત્પર થયો. પિતામાતાએ રૂપ, લાવણ્ય, શીલવાલી સો કન્યાઓની સાથે તેનો વિવાહ કર્યો. તેમની સાથે વિષયસુખ તે સુભાનુ ભોગવતો હવો. ત્યાં એકદા અનેક કેવલી અનેક

વિપુલમતિ, ઋજુમતિ અવધિજ્ઞાની, પૂર્વધારી, આચાર્ય, ઉ-પાધ્યાય, તપોધન, અને નવા દીક્ષિત થયેલ સાધુસાધ્વી તથા દેવદેવીથી પરિવેષ્ટિત શ્રી સંભવનાથ અરિહંત વિચર્યા. તે ભગવાન કેવા છે તો કહે છે કે સર્વજ્ઞ છે. સર્વદર્શી છે. આકાશગત છત્રત્રયથી, સપાદપીઠ સિંહાસનથી, અને મહેંદ્રધ્વજાથી, તથા ધર્મચક્રથી વિભૂષિત છે, જેને શ્વેત ચામર વિંજાય છે, અને ધર્મરૂપે બિરાજમાન છે. દેવતાઓએ સમવસરણ રચ્યું છે. નગરજન એવા ભગવાનને વંદન કરવા જતા હુવા. વનપાલકો ભગવાનની આગમન વાર્તા કુમારને જણાવતા બોલ્યા કે હે કુમાર, જેના દર્શનની તમે હમેશાં અભિલાષા રાખો છો, તે સકલ જગત્‌ના જીવને વ-ત્સલ, શ્રી સભંવનાથ તીર્થંકર તમારા પુણ્યયોગે કરીને અત્ર પધાર્યા છે. આ વખતે કુમાર પોતાની સો સ્ત્રીઓથી પરિવેષ્ટિત હતો તેમની પ્રત્યે બોલ્યો કે હે વલ્લભા, નિરહં-કાર, અકિંચન, મમ તારક, સર્વજ્ઞ, શુદ્ધધર્મના ઉપદેશક, જિનેશ્વર ભગવાન અત્ર પધાર્યા છે. તેમને વંદન કરવાને હું જાઉં છું તમે સૌ પણ તૈયાર થાઓ. પુલકિત થયું છે અંગ જેનું એવો તે ઉઠીને ચાલ્યો, અને ભગવાનને વંદન કરવા જતા લોકવ્યૂહને કહેવા લાગ્યો કે અહો મારા ભગવાન અ-કિંચન છે, મારા ભગવાન ઇચ્છારહિત છે, માટે તેનું વંદન

કરો. સર્વ સંશયનો છેદ કરનાર ભગવાન હું તમોને બતા-
વીશ. એમ બોલતો પોતાની સ્રીઓની સાથે વનમાં ગયો.
ભગવાનના અતિશય જોઇને સ્રીઓને કહેવા લાગ્યો કે ત્રિ-
ભુવનના જનને ચમત્કારી, સર્વ દેવેંદ્રો જેના ચરણકમલનું
વંદન કરેછે એવા બીજા કોઈ જગત્‌ને વિષે છે? આવી રીતે
હોષત થયેલો જિનેશ્વર ભગવાનને જોઇને પ્રફુલ્લ વદન થઈ
ફરીને કહેવા લાગ્યો. અહો આજ મારો પુણ્યાંકુર ફલીભૂત
થયો; મારા શરીરમાં આજ અમૃતની વૃષ્ટિ થઈ; જેથી શ્રી
વીતરાગના મને દર્શન થયા. આ પ્રમાણે ઉલ્લાસ પામતો
જ્યારે પાંચ અભિગમપૂર્વક ભગવાનના પાદદ્વયનું વંદન કરી
સ્તવન કરેછે ત્યારે ચારિત્રમોહનીયના ક્ષયોપશમથી વિરતિ
પરિણામવાળો થઈ તે કહે છે હે નાથ, હે અશરણશરણ,
મહાસાર્થવાહ, ભવ સમુદ્રના નિર્યામક, મને સામાયકના સ્વ-
રૂપનો ઉપદેશ કરો; જેથી હું મારા કષાયનો ત્યાગ કરૂં.
આ પ્રમાણે કહ્યાપછી ભગવાને સામાયકનો ઉપદેશ કર્યો;
અને તે સુણીને વ્રત ગ્રહણ કરી તે કુમાર શ્રમણ થયો. અને
તેજ વખતે આયુઃક્ષય થવાથી મરણ પામ્યો. તે કુમારના
માતાપિતા પોતાના સુતને મરણ પામેલો જોઇને વિલાપ
કરવા લાગ્યા. તે સુભાનુનો જીવ મરીને દેવતા થયો અને
અવધિજ્ઞાનથી માતાપિતાનો વિલાપ જાણીને શીઘ્રપણે

ત્યાં આવીને જિનચરણુની સમીપે વિલાપ કરતા માતા-પિતાને કહેવા લાગ્યો. એવું તમારે શું દુઃખ છે કે જેથી પરમસુખદાયી જિનચરણ પ્રાપ્ત કરીને પણ તમે આક્રંદ કરો છો. તેમણે કહ્યું કે અમારો પરમપ્રિય પુત્ર મરણ પામ્યો તેના વિયોગનું દુઃખ અમને પીડા કરે છે. ત્યારે તે દેવતાએ કહ્યું કે હે રાજા, મને કહો કે તે પુત્રનું શરીર તમોને ઇષ્ટ છે કે તેનો જીવ ઇષ્ટ છે. જો તે જીવ ઇષ્ટ હોય તો તે હુંજ છું માટે મારી પ્રત્યે રાગ કરો; અને તેનું શરીર જો ઇષ્ટ હોય તો તેનું કલેવર આ રહ્યું. માટે તેથી તમારું મન રંજીત કરો. આ બેમાં-શરીર અને જીવમાં-તમારા પુત્રપણું શેમાં છે? જીવમાં કે શરીરમાં કે જેના વિરહથી તમે રૂદન કરો છો? રાજાએ કહ્યું કે આ બંને વિષયપરત્વે પ્રેમોલ્લાસ થતો નથી ત્યારે તે દેવતાએ કહ્યું કે પુત્રાદિ પ્રેમહેતુ છે એ કેવળ અજ્ઞાનજ છે. માટે અવસ્તુ સંબંધમાં, વિકલ્પમાં, શું મૂર્ચ્છિત થાઓ છો? એ પ્રમાણે તે દેવના વચનથી પ્રતિબુદ્ધ થઈ સર્વ દીક્ષા ગ્રહણ કરતા હવા. આ પ્રમાણે સર્વ સંબંધ ભ્રમરૂપ છે માટે તેનો ત્યાગ કરવો એજ શ્રેય છે.

युष्माकं संगमोऽनादिर्बंधवोऽनियतात्मनाम् ।
ध्रुवैकरूपान् शीलादिबंधूनित्यधुनाश्रये ॥ २ ॥

શબ્દાર્થ—હે લૌકિક બંધુઓ; [illegible] જેનો નિયંત્રિત નથી એવા તમારી સાથેનો સંગ અનાદિ કાલથી છે. માટે હવે નિશ્ચયે કરીને એક રૂપી શીલાદિ બંધુઓનો હું આશ્રય લઉં છું.

વિવેચન—લૌકિક બંધુ કેવા છે તે કહે છે. પ્રથમ તો તેમની સાથેનો સંબંધ અનાદિકાલથી પ્રવર્તે છે. વળી તેમના આત્માનો ઉપયોગ, વ્રત, શીલ, ધ્યાન, અધ્યયન આદિ ધર્મ માં નિયંત્રિત નથી; અથવા અરિમિત્રાદિ અનેક ભાવવાળો તેમનો આત્મા છે. માટે હવે અવસ્તુભૂતસંબંધને તજીને અપરાવર્તનીય, સર્વનાનાત્વ રહિત, સર્વનું હિત કરવાથી અનન્યાત્મકરૂપ છે જેનું, એવા બ્રહ્મચર્ય અને સાધુના સર્વ આચાર વ્યવહારાદિ શીલરૂપી બંધુનું ગ્રહણ કરૂં છું. સત્ય, સંતોષ, ક્ષાંતિ આદિ બંધુઓ વિપત્તિનું નિવારણ કરનાર છે. માટે વસ્તુતઃ તેજ મારા બંધુઓ છે.

**कांतामे समतैवैका ज्ञातयो मे समक्रियाः ।**

**बाह्यवर्गमिति त्यक्त्वा धर्मसंन्यासवान् भवेत् ॥ ३ ॥**

શબ્દાર્થ—એક સમતાજ મારી સ્ત્રી છે, સમક્રિયાવાળા સાધુઓ મારી જ્ઞાતિ છે. તેથી બાહ્યવર્ગને તજીને ધર્મસન્યાસી હું થાઉં.

**વિવેચન**—લૌકિક કાંતાનો સ્વભાવ હમેશાં આત્મઉપયોગને પ્રતિકૂલ છે માટે મમત્વના ત્યાગથી સર્વત્રતુલ્ય પરિણામવાળી સમતા તેજ મારી એક આદ્વિતીય પ્રિયા છે. સમાન એટલે સર્વ સાવદ્ય વ્યાપાર રહિત, સ્વપરઅપાયરહિત તુલ્યક્રિયા છે જેની એવા સાધુઓ મારી જ્ઞાતિ છે, મારા સગાજન છે. કારણ કે આત્માનું સકલ ઐશ્વર્ય પ્રાપ્ત કરવાને તેઓ ઉપાયભૂત છે. આવી ભાવનાથી બાહ્ય એટલે અનાત્મીય પદાર્થના સમૂહનો પરિહાર કરીને બાહ્યસંબંધ ત્યાગરૂપ જે ધર્મ તેનું સમ્યક્ પ્રકારે આત્માને વિષે સ્થાપન કરૂં, સર્વ વિરતિપણાનો સ્વીકાર કરૂં. ઉપાધ્યાજી અન્યત્ર કહે છે જુઓ પદ પાંચમું.

આસા છોર રહેજો જોગી, સોહાવે શિવવાસી.
ઉનકો સુજસ બખાને જ્ઞાતા, અંતરદૃષ્ટિ પ્રકાસી ॥
ચેતન જો તું જ્ઞાનઅભ્યાસી ॥ ૯ ॥

**धर्मास्त्याज्याः सुसंगोत्थाः क्षायोपशमिका अपि ।**
**प्राप्य चंदनगंधाभं धर्मसंन्यासमुत्तमम् ॥ ४ ॥**

**શબ્દાર્થ**—ચંદનગંધની જેમ ઉત્તમ ધર્મસન્યાસ પ્રાપ્ત કરીને ક્ષાયોપશમિક ધર્મપણ તજવા યોગ્ય છે.

**વિવેચન**—ચંદનવૃક્ષના પરિમલ સદૃશ, અતિ પ્રધાન, સ્વાભાવિક ધર્મસંન્યાસ—ક્ષાયિક ભાવથી ઉત્પન્ન થ-

યેલ રત્નત્રય પરિણામ, તેણે કરીને ત્યાગવિશેષ-પ્રાપ્ત કરીને, સેવના, દેવ, ગુરૂ, ધર્મઆરાધનાદિ સુસંગથી ઉદ્ભવ પામેલાં જે ક્ષાયોપશમિક એટલે ચારિત્રમોહનીયાદિ કર્મનાં વિપાક ઉદયના નિરોધરૂપ મિશ્રભાવથી થયેલા જે સમ્યક્જ્ઞાન ચારિત્રરૂપ ધર્મ તે પણ યોગી પુરૂષને તજવાયોગ્ય છે-કારણ કે તે પણ કિંચિત્ અશુદ્ધ છે સાદિ સાંત ભાવથી થયેયા છે. છઠ્ઠા ગુણસ્થાનકથી તેરમા ગુણસ્થાનક સુધીના જીવો અને શ્રેણિગત પુરૂષોને માટે આ ઉપદેશ છે. સામાન્યને માટે નથી.

**गुरुत्वं स्वस्य नोदेति शिक्षासात्म्येन यावता ।**
**आत्मतत्त्वप्रकाशेन तावत् सेव्यो गुरूत्तमः ॥ ५ ॥**

**શબ્દાર્થ**—જ્યાં સુધી આત્મતત્ત્વ પ્રકાશે કરીને પોતે પોતાને શિક્ષા આપે એવા ગુરૂત્વને પામતો નથી ત્યાંસુધી ઉત્તમ ગુરૂની સેવા કરવી.

**વિવેચન**—આત્મતત્ત્વ પ્રકાશ એટલે જીવના પરમાર્થ સ્વરૂપની સ્પષ્ટતા. વળી શિક્ષાસાત્મ્ય. શિક્ષા બે પ્રકારની છે. ( ૧ ) ગ્રહણશિક્ષા તે દશ પ્રકારના યતિધર્મનું અને ષટ્ જીવનિકાયાદિનાં સ્વરૂપનું જાણવું ( ૨ ) આસેવના એટલે તે પ્રથમ કહેલા વ્રતાદિકનાં પરિપાલન વિધિરૂપ. તે

શિક્ષાએ કરીને સાત્મ્ય, સમાન આત્મસ્વરૂપ છે જેનું; સાત્મ્ય એટલે અનન્યરૂપ, અભેદ ભાવ, તેણે કરીને જયાં સુધી જ્ઞાનીત્વ પ્રાપ્ત થયું નથી ત્યાં સુધી જ્ઞાન, ક્રિયા, સદ્દેશનાદિ ગુણોથી પ્રધાન એવા ગુરૂની સેવા કરવી. તે કાલ પછી સ્વયમેવ ગુરૂત્વ પામ્યાથી અન્ય ગુરુની અપેક્ષા રહેતી નથી.

**ज्ञानाचारादयोपीष्टाःशुद्धस्वस्वपदावधि ।**

**निर्विकल्पे पुनस्त्यागे न विकल्पो न वा क्रिया ॥ ६ ॥**

**શબ્દાર્થ**—શુદ્ધનિજ નિજ પદની હદપ્રાપ્તિસુધી જ્ઞાનાચારાદિ પણ સેવ્ય છે. પરંતુ નિર્વિકલ્પ ત્યાગને વિષે વિકલ્પ પણ નથી, અને ક્રિયા પણ નથી.

**વિવેચન**—જ્ઞાન એટલે અંગઉપાંગાદિરૂપ જે શ્રુતજ્ઞાન તેનો આચાર એટલે તે જ્ઞાનના આરાધન માટે કાલ, વિનયાદિ અષ્ટપ્રકાર, આદિ પદે કરીને દર્શનાચારાદિકનું ગ્રહણ કરવું. શુદ્ધ એટલે સંપૂર્ણ વિમલ એવું જ્ઞાનાદિરૂપ જે સ્થાન તેજ સંપૂર્ણ શુદ્ધતારૂપ સીમા છે જેને વિષે એવા જ્ઞાનાચારાદિ પણ સેવ્ય છે. ભાવાર્થ એ છે કે કેવલપ્રાપ્તિ સુધી જ્ઞાનાચાર ક્ષાયિક સમ્યકત્વપ્રાપ્તિ સુધી દર્શનાચાર, યથાખ્યાત ચારિત્રના લાભ સુધી ચારિત્રાચાર, સકલ ઈચ્છાનિરોધરૂપ શુકલધ્યાનરૂપ તપની પ્રાપ્તિસુધી તપ

આચાર, અને અકરણવીર્ય પ્રાપ્તિ સુધી વીર્યાચાર ઇષ્ટ છે. ત્યાં સુધી પૂર્વોક્ત આચાર પાળવા યોગ્ય છે. ત્યારપછી સ્વસેવન ફલ આપેલાં એવાં તે ઘરે આવી પહોંચ્યા પછી વાહનની જેમ સ્વયમેવ નિવર્ત થાય છે. પુનઃ નિર્વિકલ્પત્યાગ. નિર્વિકલ્પ એટલે ગયો છે તારતમ્યરૂપ ભેદ–પ્રત્યક્ષ અને પરોક્ષ, પૌદ્‌ગલિક અને અપૌદ્‌ગલિક, પ્રમત્ત અને અપ્રમત્ત, સકષાય અને નિઃકષાય, સાભિલાષ અને નિરભિલાષ આદિ જ્ઞાનાદિને વિષે પ્રકાર જે થકી એવો ત્યાગ–વિભાવ પરિહાર–પ્રાપ્ત થયે સતે, વિકલ્પો–પૂર્વોક્ત ભેદો–ઉપજતાજ નથી. આવશ્યકાદિ ક્રિયા પણ નથી. કારણકે તે ક્રિયાનું પ્રયોજન સમાપ્ત થયું છે. ત્યાગ બે પ્રકારના છે (૧) સવિકલ્પત્યાગ એટલે બાહ્ય ત્યાગ. દાખલા તરીકે અમુક કાળસુધી શિયળ પાળવુ અમુક દિવસ સુધી લીલોતરી ન ખાવી વિગેરે. (૨) નિર્વિકલ્પત્યાગ એટલે સર્વ વિભાવથી નિવૃત્ત એવો આત્મા તેને વિકલ્પ ક્રિયાનું પ્રયોજન નથી.

**योगसन्न्यासतस्त्यागी योगानप्यखिलांस्त्यजेत् ।**

**इत्येवं निर्गुणं ब्रह्म परोक्तमुपपद्यते ॥ ७ ॥**

શબ્દાર્થ—યોગસન્ન્યાસથી, મુનિ સમસ્ત યોગ ભેદને પણ તજે. આ પ્રમાણે પરમોક્ત નિર્ગુણ બ્રહ્મ થાય છે.

**વિવેચન**—યોગ એટલે મન, વચન અને કાયાનો વ્યાપાર તેનું મૂલથી નિરોધ સ્વભાવને વિષે સ્થાપવું. તેના વ્યાપારના અભાવને પ્રાપ્ત થવું. શુકલધ્યાનના ત્રીજા અને ચોથા પાયાવડે સર્વ આત્મપ્રદેશોનું નિશ્ચલતાકરણથી અયોગી થવું તે યોગસન્નયાસ. આત્મસ્વરૂપ માત્ર અવસ્થા સિવાય સકલ હેય પરિહારી, એવા મુનિ પૂર્વોક્ત અવસ્થા પ્રાપ્ત કરીને મન, વચન અને કાયયોગના સમસ્ત ભેદને તજે. આત્માથી પૃથક્ કરે. ઉક્ત પ્રકારે છદ્મસ્થ ગુણ ત્યક્ત કર્યો છે જેણે એવો તે મુનિ થાયછે. અને એજ પ્રકારે સાંખ્યાદિ મતવાળાએ કહેલ નિર્ગુણ બ્રહ્મપણું પ્રાપ્ત થાય છે.

**वस्तुतस्तुगुणैः पूर्णमनंतै र्भासते स्वतः ।**

**रूपं त्यक्तवामनःसाधोर्निरभ्रस्यविधोरिव ॥ ८ ॥**

**શબ્દાર્થ**—પરંતુ પૂર્વોક્ત નિર્ગુણ બ્રહ્મ આત્માનું રૂપ વસ્તુતઃ અનંત ગુણોએ કરીને પૂર્ણ અભ્રરહિત ચંદ્રમંડળની જેમ સ્વતઃ પ્રકાશે છે.

**વિવેચન**—તજ્યો છે સકલ વિભાવ જેણે એવા આત્માનું સ્વરૂપ–આકાર–પોતાને સ્વભાવે કરીને જ્ઞાનાદિ જે નિરવધિ ગુણ તેણે કરીને પૂર્ણ પ્રકાશે છે કોની જેમ પ્રકાશે છે તે કહે છે. અભ્રધનની ઘટાએ જેનું આચ્છાદન કર્યું નથી એવા

સંપૂર્ણ વિમલ ચંદ્રમંડળની જેમ પ્રકાશે છે.

---

## क्रियाष्टकम् ॥९॥

**ज्ञानी क्रियापरःशांतो भावितात्मा जितेंद्रियः ।**
**स्वयं तीर्णो भवांभोधेः परं तारयितुं क्षमः ॥१॥**

શબ્દાર્થ—જ્ઞાની, ક્રિયાને વિષે તત્પર, શાંત ભાવનાથી વાસિત છે આત્મા જેનો, અને જિતેંદ્રિય, ભવસમુદ્રને તરવાને અને બીજાને તારવાને સમર્થ છે.

વિવેચન—ગુરૂમુખથી સર્વજ્ઞપ્રોક્ત આગમ જેણે ગ્રહણ કર્યા છે તે જ્ઞાની કહેવાય. ક્રિયાપર એટલે ઉભયકાલે આવશ્યક પડિલેહણ, આહારશુદ્ધિ, ઉગ્રવિહારાદિ ક્રિયાને વિષે ઉદ્યમવંત. શાંત એટલે જેણે વિષયકષાયનો સંગ તજ્યો છે. ભાવિતાત્મા એટલે સમ્યકત્વભાવના, ધ્યાન અને શુભ અધ્યવસાયાદિએ કરીને જેનો માનસિક ઉપયોગ વાસિત છે; અને જિતેંદ્રિય એટલે વિષયપ્રવૃત્તિમાંથી ઇંદ્રિયોનું દમન કરીને પોતાને વશ જેણે કરી છે તે. પૂર્વોક્ત સમગ્ર ગુણોથી યુક્ત એવા મુનિ ભવરૂપી સમુદ્ર પોતે તરવાને અને પોતાથી અન્ય ભવ્ય જનોને તારવાને સમર્થ છે. માટે હે ચેતન તું પણ તે-

વો જ્ઞાનપૂર્વક ક્રિયા કરનારો થા. મારૂદેવીમાતા હસ્તી ઉપ-
ર કેવલ જ્ઞાન પામ્યા અને કાંઇ ક્રિયા કરી નહોતી એવું આ-
લંબન લઇને ક્રિયામાં જે તત્પર નથી તે અજ્ઞાની જાણવા.

**क्रियाविरहितं हंत ज्ञानमात्रमनर्थकम् ।**
**गतिं विना पथज्ञोऽपि नाप्नोति पुरमीप्सितम् ॥ २ ॥**

**શબ્દાર્થ**—ક્રિયાએરહિત જ્ઞાન માત્ર નિષ્ફલ છે. રસ્તા-
નો જાણનાર ગતિ કર્યા સિવાય વાંછિત નગર પહોંચતો નથી.

**વિવેચન**—हंत શબ્દ કોમલ આમંત્રણ અર્થમાં છે. હે
કોમલ શ્રદ્ધાવાળાઓ, જ્ઞાન માત્રથીજ હું ધર્મી છું એમ ગર્વ
કરો નહીં. શા માટે નહીં, તે કહે છે. પૂર્વે બતાવેલી જે ક્રિયા
તેથી વર્જિત, આત્મા છે, ધર્મ છે, એ વગેરેનું સંવેદન(જાણવું)
માત્ર જે જ્ઞાન તે અનર્થક છે. અસાધનત્વ હોઇને નિષ્ફલ છે.
કારણકે તેનું ફલમાત્ર સંવેદનજ છે; પરંતુ આરંભાદિની
નિવૃત્તિના અભાવને લીધે મોક્ષનું સાધન નથી. ત્યાં દૃષ્ટાંત
કહે છે. માર્ગનો જાણનાર એવો પુરૂષ જો ગમનક્રિયાએ
રહિત હોય તો વાંછિત નગર જઇ પહોંચતો નથી. માટે
ક્રિયા રહિત જ્ઞાન મોક્ષફલદાતા નથી. અન્યત્ર કહ્યું છે કેઃ—

જલમાં પેશી પગ ન હલાવે તાર્યો તે કેમ તરશેરે.

ઉપાધ્યાયજી અન્યત્ર કહે છે. જુઓ પદ ત્રીજું.

ક્રિયા બિના જ્ઞાન નહિં કબહું, ક્રિયાજ્ઞાન બિનુનાંહી ॥
ક્રિયાજ્ઞાન દોઊ મિલન રહતુ હે, જ્યૌં જલરસ જલમાંહીં ॥
પરમગુરૂ જૈન કહો ક્યૌં હોવે ॥ ૮ ॥
વળી તેઓએ કહ્યું છે. જુઓ પદ સાતમું.
વંછે મોક્ષ કરે નહિં કરણી, ડોલત મમતા વાઊમે
ચહે અંધ જ્યું જલનિધિ તરવો, બેઠો કાણેનાઊમે ॥ ૨ ॥
વળી તેઓએ કહ્યું છે. જુઓ પદ છત્રીસમું.
જ્યું કોઉતારૂ જલમેં પેસી, હાથ પાઉ ન હલાવે,
જ્ઞાનસેતી કિરયિા સબ લાગી, યું અપનો મત ગાવે ॥
સબલયા છાક મોહ મદિરાકી ॥ ૫ ॥
જૈસે પાગકોઉ શિર બાંધે, પહિરન નહિ લંગોટી,
સદ્ગુરૂ પાસ ક્રિયા બિનુ શિખે, આગમ બાતત્યું ખોટી ॥
॥ સબલ૦ ॥ ૬ ॥

**स्वानुकूलां क्रियां काले ज्ञानपूर्णोऽप्यपेक्षते ।**
**प्रदीपः स्वप्रकाशोऽपि तैल पूर्त्यादिकं यथा ॥ ३ ॥**

**શબ્દાર્થ**—સપ્રકાશ પ્રદીપ જેમ તૈલ પૂર્તીઆદિની અપેક્ષા કરે છે તેમ જ્ઞાને કરીને પૂર્ણ એવો પણ સ્વઅનુકૂળ ક્રિયાની અપેક્ષા કરે છે.

**વિવેચન**—વર્તમાન અવસરને વિષે કેવલ જ્ઞાને કરીને પૂર્ણ એવો કેવલી પણ પોતાને ઉચિત ધર્મોપદેશ, વિહાર,

યોગનિરોધ, શૈલેશ્ય ગમનાદિ સ્વયોગ્ય ક્રિયાનું આલંબન કરે છે. કારણકે પૂર્વોક્ત ક્રિયાવિના શેષ રહેલાં કેવલીના કર્મ પણ ક્ષય પામતા નથી. તો છદ્મસ્થનું શું કહેવું હવે દૃષ્ટાંત કહે છે કે પ્રદીપ પોતે ઉદ્યોતવાળો છતા તૈલ પૂરવાની અને વાટ વગેરેની અપેક્ષા કરે છે, તેવી રીતે જ્ઞાન પણ મોક્ષ સાધવામાં સહકારી ક્રિયાની અપેક્ષા કરે છે.

**बाह्यभावं पुरस्कृत्य ये क्रियाव्यवहारतः ।**
**वदने कवलक्षेपं विना ते तृप्तिकांक्षिणः ॥ ४ ॥**

**શબ્દાર્થ**—ઉચિત ક્રિયાના વ્યવહારને જે બાહ્યભાવપણે પ્રરૂપેછે તે, મુખમાં કવલનો પ્રક્ષેપ કર્યા સિવાય તૃપ્તિની ઇચ્છા રાખે છે.

**વિવેચન**—જે પોતાને પંડિત માનીને, પૂર્વોક્ત ક્રિયામાં મુનિઓનું જે પ્રવર્તન, તેથી બાહ્ય, એટલે અનાત્મીય, પુણ્ય બંધાદિરૂપ ભવિષ્યમાં મળવના દેવસુખાદિ, તેની જે પ્રરૂપણા કરે છે, ક્રિયાથી શું લાભ છે એ પ્રમાણે કહી ક્રિયાને વિષે નિરાદર થાય છે; માત્ર જ્ઞાનથીજ મોક્ષની અભિલાષા રાખે છે, યથાર્થ જ્ઞાનથી રહિત જાણવા. મુખમાં અન્નાદિનો પ્રક્ષેપ કર્યાવિના ક્ષુધાની તૃપ્તિ ઇચ્છનાર છે.

गुणवद्बहुमानादे र्नित्यस्मृत्या च सत्क्रिया ।
जातं न पातयेद्भावमजातं जनयेदपि ॥ ५ ॥

શબ્દાર્થ—ગુણવાનના બહુમાનઆદિ, નિત્યક્રિયાની સ્મૃતિની હેતભૂત, એવી સતક્રિયા, ઉપજેલા ભાવને હીન કરતી-નથી, અને અલબ્ધ ( નહીં પામેલા ) નવીન ભાવને ઉત્પન્ન કરે છે.

વિવેચન—ગુણ એટલે સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્રાદિ શ્રમણના જે ધર્મ. તે જેનાં ગુણ છે એવા મહાત્માને ગુણવાન કહીએ. તેમનું બહુમાન એટલે પૂજ્યબુદ્ધિપૂર્વક અકૃત્રિમ પ્રેમાતિશય. આદિ પદે કરીને પશ્ચાત્તાપ, પાપ દુગંચ્છા અતિચાર આલોચન, દેવાદિભકિત, શ્રદ્ધાદિ ઉત્તર ગુણનું ગ્રહણ કરવું. તે હેતુથી અને વળી નિત્યસ્મૃતિ એટલે જે વ્રત નિયમાદિ ગ્રહણ કર્યા છે તેનું સ્મરણ તેથી જે સતક્રિયા એટલે સર્વજ્ઞ પ્રોકત નિરવદ્ય ક્રિયા તે ક્રિયા કેવી છે તે કહે છે. પૂર્વે થયેલા ભાવને, શુદ્ધ આશય પરિણામને, હીન કરતી નથી; અને વળી અજાત, અલબ્ધ, અભિનવ ભાવને ઉત્પન્ન કરે છે. માટે આવા ગુણવાળી ક્રિયા અવશ્ય કરવી જોઈએ. શ્રી હરિભદ્રસૂરિએ વિંશતિકા નામના ગ્રંથમાં આવોજ વિચાર દર્શાવ્યો છે.

**क्षायोपशमिके भावे याक्रिया क्रियते तया ।**
**पतितस्यापि तद्भावप्रवृद्धि र्जायते पुनः ॥ ६ ॥**

**શબ્દાર્થ**—ક્ષાયોપશિમક ભાવમાં જે ક્રિયા કરાય છે, તે ક્રિયાએ કરીને, પતિતની પણ તદ્દભાવપ્રવૃદ્ધિ થાય છે.

**વિવેચન**—ક્ષય એટલે ઉદયમાં આવેલાં કર્મને અંનુભવવાં, ક્ષપણ કરવાં. આત્મપ્રદેશથી પૃથક્ કરવાં; અને ઉપશામ એટલે અનુદિત કર્મને ઉદય વિપાકથી રોકવાં, શમાવવાં તે જ્ઞાન, દર્શનના આવરણ મોહાંતરાયનો ક્ષયોપશમ કરવો તે ભાવને વિષે-સમ્યક્‌જ્ઞાન, ચારિત્ર વીર્યઉલ્લાસરૂપ પરિણામને વિષે-વર્તતો જીવ. તે જીવ ગુરૂવંદન, આવશ્યકાદિ ક્રિયા-કર્મ ક્ષય કરવાનો વ્યાપાર-કરે છે. તે ક્રિયાએ કરીને પતિત એટલે શુભ પરિણામના શિખર ઉપરથી ઢળી પડેલાને પણ તદ્દ્ભાવ એટલે પૂર્વપ્રાપ્તભાવ સમ્યકત્વાદિ પરિણામ તેની અતિ પ્રધાનવૃદ્ધિ થાય છે.

**गुणवृद्धयैततः कुर्यात् क्रियामस्खलनाय वा ।**
**एकं तु संयमस्थानं जिनानामवतिष्ठते ॥ ७ ॥**

**શબ્દાર્થ**—તેથી ગુણની વૃદ્ધિને માટે અથવા અસ્ખલનને માટે ક્રિયા કરવી. કેવલ જ્ઞાનીનું સંયમસ્થાનતો એક પ્રકાર રહે છે.

વિવેચન—તતઃ એટલે પૂર્વોકત હેતુથી, જીવના અધ્યવસાય હાનિની વૃદ્ધિહેતુથી, જ્ઞાનાદિ જે ગુણ, તેની અપૂર્વ શુદ્ધિને માટે અથવા પૂર્વપ્રાપ્તશુદ્ધિની હાની ન થાય તે માટે, મુમુક્ષુઉકત ક્રિયા આચરે. એક એટલે આરોહ અવરોહના અભાવથી, મોહના અભાવથી, હમેશાં એક પ્રકાર છે જેનો એવું સંયમસ્થાન, અધ્યવસાયસ્થાન, કેવલ જ્ઞાનીઓનુંજ રહેછે. પરંતુ બીજાનું નહીં. કેવલજ્ઞાનીઓની નિરંતર અનવચ્છિન એક પારણામધારા હોય છે; તેથી તેમને ક્રિયાનું પ્રયોજન નથી.

वचोऽनुष्ठानतोसंगक्रियासंगतिमंगति ।
सेयं ज्ञानक्रियाभेदभूमिरानंदपिच्छला ॥ ८ ॥

શબ્દાર્થ—( જિનેશ્વરના ) વચન અનુષ્ટાનથી અસંગ ક્રિયાની સંગતિ પ્રાપ્ત કરેછે. આનંદે કરીને સ્નિગ્ધ તે, જ્ઞાન અને ક્રિયાની અભેદભૂમ છે.

વિવેચન—વચઃ એટલે જિનેશ્વરના મુખારવિંદમાંથી નિકળેલાં વચનરૂપ જિનાગમ. તેને અનુસરીને ઉકતક્રિયાનું કરવું તે ક્રિયા કરવાથી અસંગ એટલે આલંબન સંગરહિત સહજ, સ્વસંવેદનરૂપ એવી જે ક્રિયાપ્રવૃત્તિ તેની યોગ્યતા પ્રાપ્ત કરેછે. પરમાનંદે કરીને સ્નિગ્ધ એવી અસંગ ક્રિયા તે જ્ઞાન અને ક્રિયાની અભેદભૂમિ જાણવી.

---

## तृप्त्यष्टकम् ॥ १० ॥

**पीत्वा ज्ञानामृतं भुक्त्वा क्रियासुरलताफलम् ।**
**साम्यतांबूलमास्वाद्य तृप्तिं याति परां मुनिः ॥ १ ॥**

**શબ્દાર્થ**—જ્ઞાનરૂપી અમૃતનું પાન કરીને, ક્રિયારૂપી સુરલતાના ફલનું ભોજન કરીને અને સામ્યતાંબૂલનું આસ્વાદન કરીને મુનિ ઉત્કૃષ્ટ તૃપ્તિને પામે છે.

**વિવેચન**—નવમાં અષ્ટકમાં ક્રિયાનું સ્વરૂપ બતાવ્યું. વ્યવહારમાં ભોજનાદિ પણ ક્રિયા છે અને તે ભોજનાદિ ક્રિયાથી કેટલાએક તૃપ્તિ માને છે. પરંતુ તે આત્યંતિકી નથી; તેથી જ્ઞાનક્રિયાથી થયેલી તૃપ્તિ આત્યંતિકી છે એમ બતાવતા કહેછે કે મુનિ એટલે જ્ઞાનક્રિયાવાળા યોગી સ્વપરસ્વરૂપનો અનુભાસ કરનાર બોધજ્ઞાન. તે રૂપી અમૃતનું શ્રવણ, મનન, અને નિદિધ્યાસરૂપ ધારાએ પાન કરીને, મનને અભિમત ક્રિયારૂપી કલ્પવૃક્ષના ફલનું–સ્વાભાવિક આનંદરૂપ ફલનું–ભોજન કરીને, ધીમે ધીમે ચાવી સુબુદ્ધિરૂપી જિંહાએ સ્વાદ લઇને, અને સર્વત્રતુલ્ય દૃષ્ટિરૂપી તાંબૂલનું–આત્માને વિષે રતિરૂપ સુગંધી વિભૂષાકારી નાગવલ્લીના પાનનું–આસ્વાદન કરીને, સામ્ય તરંગિત થઇને, તજ્જન્ય લી-

લા અનુભવીને, સર્વોત્કૃષ્ટ તૃપ્તિને-સર્વ ઇચ્છાની નિવૃત્તિ-
ને-પામેછે.

**स्वगुणैरेव तृप्तिश्चेदाकालमविनश्वरी ।**

**ज्ञानिनो विषयैः किं तैर्यैर्भवेत्तृप्तिरित्वरी ॥ २ ॥**

શબ્દાર્થ—જ્ઞાનીને સ્વગુણોથીજ જો ચિરકાલ સ્થાયિની
અવિનશ્વરી તૃપ્તિ થાય છે તો જે નાશવંત તૃપ્તિને ઉપજા-
નનાર છે તે વિષયોથી શું ?

વિવેચન—યથાર્થ વસ્તુસ્વરૂપના જાણનારને નિઃસ્પૃહ-
ત્વાદિ ધર્મે કરીને સર્વકાલસ્થાયી, અવિનાશી, ઇચ્છાનિવૃ-
ત્તિ થાય તો વિનાશ શીલવાલી, અલ્પકાલ રહેનારી તૃપ્તિ-
ઇચ્છાનિવૃત્તિ-જે કે પૂર્વોક્ત શબ્દાદિ વિષયોથી થાય છે તેનું
શું પ્રયોજન છે.? જુઓ પદ પાંચમું.

પુદ્ગલકીતું આસ ધરત હે, સોતો સબહિ બિનાસી
તુંતો ભિન્નરૂપ હે ઉનતેં, ચિદાનંદ અવિનાશી ॥ ચેતન૦ ॥૫॥

**या शांतैकरसास्वादाद्भवेत्तृप्तिरतींद्रिया ।**

**सा नजिह्वेंद्रियद्वारा षड्रसास्वादनादपि ॥ ३ ॥**

શબ્દાર્થ—એક શાંતરસના આસ્વાદથી જે અતીંદ્રિય

તૃપ્તિ થાય છે તે જિંહ્વાઇંદ્રિયદ્વારા ષટ્રસના આસ્વાદનથી થતી નથી.

વિવેચન—જિંહ્વાઇંદ્રિયને જીતવાથી બીજી સર્વે ઇંદ્રિયો જીતાય છે માટે તેના વિષયની નિરસતા બતાવતાં શાંતરસની સ્તુતી કરેછે. હે આત્મન્ કહેવાને અશકય અપૂર્વ એવી જે સ્વભાવ અનુયાયી, નિર્વેદસ્થાયી, જીવની જે પરિણુતિ, તે એક શાંતરસનો આસ્વાદ–રસાંતર સંયોગ રહિત શાંતરસનો અનુભવ પ્રેમ સંક્રમ–તેથી થતી જે અતીંદ્રિય અનુભવરૂપી રસનેંદ્રિયથી જાણી શકાય એવી–નિષ્કામવૃત્તિ જે થાય. તે તૃપ્તિ જિંહ્વારુપીદ્વારે–સાધને—કરીને તિકત, કટુ, કષાય, આમ્લ, મધુર અને લવણુ એ છ રસના સ્વાદથી પણુ થતી નથી.

संसार स्वमवन्मिथ्या तृप्तिः स्यादाभिमानिकी ।
तथ्या तु भ्रांतिशून्यस्य सात्मवीर्यविपाककृत् ॥४॥

શબ્દાર્થ—સંસારમાં આભિમાનિકી તૃપ્તિ સ્વમવત્ મિથ્યાછે આત્મવીર્યના વિપાકે કરેલી ભ્રાંતિશૂન્યની તૃપ્તિ ખરેખરી છે.

વિવેચન—સાંસારિક તૃપ્તિ માત્ર ભ્રાંતિરૂપ છે એમ બતાવતાં કહે છે કે હે ચેતન, કર્મોનાં ઉદયથી થતા જન્મા-

દિરૂપ ભવને વિષે અભિમાનિકી એટલે મોહોદય મિશ્રિત-અહંતાજ્ઞાન તે અભિમાન; તેથી થતી જે તૃપ્તિ, ખોટી છે છતાં મનકલ્પનાથી ખરી માનેલી માત્ર ભ્રાંતિરૂપ છે. રાત્રિને વિષે સ્વપ્નમાં જેમ મહારાજ્યાદિની પ્રાપ્તિ થાય છે. તેની જેમ અભિલાષની શાંતિ મિથ્યા છે. યથાર્થ તૃપ્તિ કઈ છે તે કહે છે. આત્મવીર્ય એટલે જીવની સહજ શક્તિનો ઉલ્લાસ, તેની વૃદ્ધિ કરનારી ભ્રમરહિત સદ્‌જ્ઞાનવાળાની તૃપ્તિ તેજ ખરી છે–સત્ય છે.

**पुद्गलैःपुद्गलास्तृप्तिं यान्त्यात्मा पुनरात्मना ।**

**परतृप्तिसमारोपो ज्ञानिनस्तन्न युज्यते ॥ ५ ॥**

**શબ્દાર્થ**—પુદ્‌ગલથી પુદ્‌ગલ તૃપ્તિ પામે છે. અને આત્મા આત્માથી તૃપ્તિ પામે છે માટે પરતૃપ્તિનો સમારોપ જ્ઞાનીને ઘટતો નથી.

**વિવેચન**—હે ચેતન, દેહ, ઈંદ્રિય, મન આદિ મૂર્તીનાન પુદ્‌ગલજન્ય પદાર્થો, આહાર, વસ્ત્ર અલંકારાદિ પુદ્‌ગલોથી તૃપ્તિ પામેછે; કારણકે તેઓનો સમાન ધર્મ છે પરંતુ આત્મા–જીવ–અનિચ્છાદિ સ્વભાવથી સ્વધર્મથી તૃપ્ત થાય છે. પરંતુ પુદ્‌ગલથી તૃપ્ત થતો નથી; કારણકે તેમનો વિલક્ષણ ધર્મ છે. ઉક્ત કારણથી જાણ્યો છે વસ્તુસ્વભાવ જેણે

એવા જ્ઞાનીને, પરકૃત તૃપ્તિનો સમારોપ, ઉપચાર, ઘટતો નથી. વિધર્મમાં સુખ માનવું એ બુદ્ધિનો વિપર્યાસ છે.

मधुराज्य महाशाका ग्राह्येबाह्येचगोरसात् ।

परब्रह्मणि तृप्ति र्या जनास्तां जानतेऽपिन ॥ ६ ॥

શબ્દાર્થ—મધુર ઘૃત અને મહાશાકથી અગ્રાહ્ય, ગોરસથી બહાર એવી પરબ્રહ્મને વિષે જે તૃપ્તિ તેને લોકો જાણુતા પણુ નથી,

વિવેચન-જે પર ઉપભોગમાં તૃપ્તિ માને છે તે સત્ય તૃપ્તિને જાણુતા નથી તે બતાવે છે. હે મુનિ મિષ્ટરસયુક્ત જે ઘૃત અને અતિ પ્રધાન તિકત આમ્લ રસાદિ એ સંસ્કૃત એવાં શાક તેના આસ્વાદનથી જેના સ્વરૂપનું અનુમાન થઈ શકે નહીં તેવી, અથવા મનોહર ભોગસાધન રાજ્યને વશવર્તી, ભોગલુબ્ધ જીવોથી જેનું સ્વરૂપ કળી શકાય નહીં એવી, વળી ગોરસ એટલે ગીત, નૃત્ય, સ્તુતિરુપ વાણીરસ તેની બહાર એટલે શબ્દોમાં કહી શકાય નહીં તેવી, અથવા ગોરસ એટલે દૂધાદિથી નિવૃત થયું છે સ્વરુપ જેનું એવી; પરબ્રહ્મ એટલે સર્વ પ્રધાન, સકલ વિકાર રહિત, અનંત વિજ્ઞાનઘનશુધ્ધચૈતન્ય, તેને વિષે અપૂર્વ તૃપ્તિ ઇચ્છા નિવૃત્તિ-તેને વિવેકહીન પુરૂષ જાણુતો

નથી એ મોટું આશ્ચર્ય છે. તે તૃપ્તિની પ્રાપ્તિને માટે પ્રયાસ કરવાનું તો દૂર રહ્યું પરંતુ તેને જાણતો પણ નથી.

**विषयोर्मिविषोद्गारः स्यादतृप्तस्य पुद्गलैः ।**

**ज्ञानतृप्तस्य तु ध्यानसुधोद्गारपरंपरा ॥ ७ ॥**

**શબ્દાર્થ**—પુદ્ગલથી અતૃપ્ત જીવને વિષયની ઉર્મીરૂપ વિષ ઉદ્ગાર થાય છે. અને જ્ઞાનથી તૃપ્ત જીવને ધ્યાનરૂપી અમૃતની ઉદ્ગાર પરંપરા થાય છે.

**વિવેચન**—પુદ્ગલની ભોગતૃષ્ણાએ આતુર જીવની વિષોદ્ગાર જેવી દુર્ગતિ થાય છે; અને જ્ઞાનના સ્વાદથીતૃપ્ત જીવની ધ્યાનરૂપી અમૃતના ઉદ્ગારજેવી સદ્ગતિ થાય છે તે કહે છે. પુદ્ગલ એટલે શબ્દ, રૂપ, ગંધ, રસ અને સ્પર્શત્વે કરીને પરિણત, પરમાણુનો સ્કંધ તેથી જે તૃપ્ત થયા નથી, તેના ભોગ માં જે તૃષ્ણાતુર છે તેને શબ્દાદિ વિષયભોગ તેની ઉર્મીઓ-મનોરથતરંગ-તે રૂપી ઝેરનું વમન-દુખફલમય દુર્ગતિ-થાય છે. પરંતુ યથાર્થ સ્વરૂપના બોધથી જેના અભિલાષ પૂર્ણ થયા છે તેને, ધર્મ અને શુકલ ધ્યાનરૂપ અમૃત, તેના ઉદ્ગાર-સુખમય સદ્ગતિ આદિ ફલની પ્રાપ્તિરૂપ ઉદ્વમન-તેની શ્રેણી-સુખ ઉપર સુખ સંતતિ થાય છે.

सुखिनो विषयातृप्ता नेंद्रोपेंद्रादयोऽप्यहो ।

भिक्षुरेकः सुखीलोके ज्ञानतृप्तो निरंजनः ॥ ८ ॥

શબ્દાર્થ—વિષયને વિષે તૃપ્ત ઇંદ્ર અને ઉપેંદ્રાદિ પણ સુખી નથી. પરંતુ લોકોમાં જ્ઞાનતૃપ્ત, અંજનરહિત એક ભિક્ષુક સુખી છે.

વિવેચન—શબ્દાદિ વિષયમાં જે તૃષાતુર છે, જેની ભોગાભિલાષા નિવૃત્ત થઇ નથી એવા સુરપતિ, ઉપેંદ્ર એટલે ચક્રવર્તી, વાસુદેવાદિ રાજા, અને આદિપદે કરીને સામાન્ય ઋદ્ધિમાન દેવ, મનુષ્યો તેઓ પણ સુખી નથી; કારણકે તેમનાં હ્રદય વ્યાકુલિત છે. આમ છે ત્યારે બીજા પ્રાણીનું તો શું કહેવું ? દેવ અને મનુષ્યોમાં સ્વપર ધર્મ વિજ્ઞાપ્તિએ કરીને જે તૃપ્ત છે, સકલ અભિલાષ જેના નિવૃત્ત થયા છે, અને વળી જે નિરંજન છે–ઇષ્ટ, અનિષ્ટ, સંકલ્પ પ્રતિબંધરૂપ અંજનથી રહિત છે, એવા એક મુનિજ સુખીછે. પરમાનંદ વિલાસી છે.

## निर्लेपाष्टकम् ॥ ११ ॥

संसारे निवसन् स्वार्थसज्जः कज्जलवेश्मनि ।

लिप्यते निखिलो लोको ज्ञानसिद्धो न लिप्यते ॥ १ ॥

શબ્દાર્થ—સંસારરૂપ કાજળમય ગૃહમાં રહેતો, સ્વાર્થ પત્પર, નિખિલ લોક લેપાય છે. જ્ઞાનસિદ્ધ લેપાતો નથી.

વિવેચન—સ્વાર્થ એટલે પોતાના દેહ, ધનકુટુંબાદિ મમત્વ ભાવનો જે લોભ તેમાં તત્પર એવો સમસ્ત પ્રાણીઓનો સમૂહ કાજળમય ગૃહમાં, ભવવાસમાં રહેતો લેપાય છે, પાપકર્મરૂપી ધૂલિથી ઢંકાય છે. જ્ઞાનવાન્ મુનિ લેપાતો નથી બંધ હેતુથી બંધાતો નથી.

**नाहं पुद्गलभावानां कर्ता कारयिता च न ।**

**नानुमंतापि चेत्यात्म ज्ञानवान् लिप्यते कथम् ॥ २ ॥**

શબ્દાર્થ—પુદ્ગલ ભાવનો હું કર્તા નથી, કરાવનાર નથી અને તદ્ગુણ અનુયાયી નથી. આવા જ્ઞાનવાળો આત્મા કેમ લેપાય ?

વિવેચન—પુદ્ગલભાવ એટલે પરમાણુથી થયેલા દેહ, કર્મ, વિષયપંચક, ગતિ, જાતિ, આકાર, યોગાદિ, ભાવ તેનો કર્તા હું નથી. સ્વતંત્ર નિષ્પાદક નથી. હું જ્ઞાનવાન છું, શુદ્ધાત્મા છું. પરભાવ હોવાથી તેઓનો કર્તા નથી. દરેક વસ્તુનું સ્વભાવને વિષે કર્તૃત્વ છે માટે. એમ ન મા-

નીએ તો અતિપ્રસંગ દૂષણથી સિદ્ધના જીવોને પણ પરભાવકર્તાપણું આવે. વળી તે પુદ્ગલ ભાવનો બીજા પાસેથી હું નિષ્પાદયિતા નથી તથા તેના ગુણનો અનુયાયી–પક્ષપાતી–પણ હું નથી. આ રીતે સ્વસ્વરૂપનો વેત્તા જીવ કેમ કરીને લેપાય ? અર્થાત્ નજ લેપાય.

**लिप्यते पुद्गलस्कंधो न लिप्ये पुद्गलैरहम् ।**

**चित्रव्योमांजनेनेव ध्यायन्निति न लिप्यते ॥ २ ॥**

શબ્દાર્થ—પુદ્ગલથી પુદ્ગલસ્કંધ લેપાય છે, પણ અંજનથી ચિત્રવ્યોમની જેમ હું લેપાતો નથી; એવું ધ્યાન કરનાર લેપાતો નથી.

વિવેચન—દેહાદિરૂપ પુદ્ગલનો સ્કંધસમૂહ, લિંગશરીર, પુદ્ગલથી લેપાય છે. પુદ્ગલથી કરેલો ઉપચય તેમાંજ થાય છે. પરંતુ આત્મામાં થતો નથી. હું, મત્ લક્ષણવાળો આત્મા, લેપાતો નથી; મિશ્રિત થતો નથી. ભિન્ન સત્તા સ્વભાવ છે માટે. વિવિધ રંગના આલેખની જેમ ગગન, અંજનથી–શ્યામ વર્ણના પદાર્થથી–લેપાતું નથી, તેમ મારા આત્માની શુદ્ધ સત્તામાં પણ કર્મ આલેખ થતો નથી. ચૈતન્ય-અચૈતન્ય મિશ્ર થાયજ નહીં. પૂર્વોક્ત પ્રકારનું ધ્યાન કરતો–

ચિંતવન કરતો—આત્મા કર્મરેણુથી લેપાતો નથી. સ્વસ્વભાવને અનુયાયી પરિણામવાળી પરિણુતિ છે માટે.

**लिप्तताज्ञानसंपातप्रतिघाताय केवलम् ।**

**निर्लेपज्ञानमग्नस्य क्रिया सर्वोपयुज्यते ॥ ४ ॥**

શબ્દાર્થ—નિર્લેપ જ્ઞાનને વિષે મગ્ન એવા પુરુષની સર્વ ક્રિયા કેવલ લિપ્તતા જ્ઞાનસંપાતના નિવારણ અર્થે છે.

વિવેચન—નિર્લેપ એટલે આત્મા નિર્બંધ છે એવા ભાવે કરીને થયેલો જે પ્રતિભાસ—જે જ્ઞાન—તેને વિષે જેનું ચિત્ત સંલીન છે, એવા પુરૂષની સર્વ ક્રિયાવેષ્ટન શેને માટે છે તો કહે છે કે કર્મપુદ્ગલના સમૂહની સાથે જે સંમિલિત ભાવ, તેનું જે જ્ઞાન તેને લિપ્તતા જ્ઞાન કહીએ. કર્મોએ કરીને આત્મા બદ્ધ છે એવું જે વ્યવહારીક સંકલ્પથી જાણવું તેનું જે સમાપતન તેના પ્રતિઘાત—નિવારણ—ને અર્થે છે.

**तपःश्रुतादिनामत्तः क्रियावानपि लिप्यते ।**

**भावनाज्ञानसंपन्नो निःक्रियोऽपि न लिप्यते ॥५॥**

શબ્દાર્થ—તપ અને શ્રુત જ્ઞાનાદિએ મત્ત એવો ક્રિયાવાન્ પણ લેપાય છે. પરંતુ ભાવનાજ્ઞાને કરીને પૂર્ણ એવો ક્રિયારહિત પણ લેપાતો નથી.

વિવેચન—કર્મરૂપી વનનું દહન કરનાર, બાહ્ય અને અભ્યંતર બાર પ્રકારનો જે તપ, અને શ્રુત-શાસ્ત્રનું જ્ઞાન આદિ પદે કરીને જાતિકુલાદિ ગ્રહણ કરવાં. તે તપ અને જ્ઞાનાદિથી મત્ત થયેલ અભિમાની, સંયમ ક્રિયામાં ઉદ્યમવંત હોય તોપણ પાપકર્મથી લેપાય છે. સત્ધર્મ સ્વસ્વભાવને વિષે પુનઃ પુનઃ આત્માને પરિણમાવવો તે ભાવના. તે ભાવનારૂપી જ્ઞાને કરીને પૂર્ણ, આવશ્યકાદિ ક્રિયારહિત હોય તોપણ લેપાતો નથી, કર્મોથી બંધાતો નથી. તેથી કરીને નિર્લેપ આત્મ સંપાદનને અર્થે ક્રિયા કરનારાએ મદનો ત્યાગ કરવો જોઇએ. ઉપાધ્યાયજી અન્યત્ર કહેછે. જુઓ પદ ત્રીજું.

પરપરનતિ અપની કરમાને, કિરિયા ગર્વે ઘેલો;
ઉનકું જૈન કહો કયું કહિયે, સો મૂરખમેં પહેલો ॥
પરમગુરૂ જૈન કહો કયું હોવે ॥ ૫ ॥

अलिप्तोनिश्चयेनात्मा लिप्तश्च व्यवहारतः ।
शुद्धयत्यलिप्तयाज्ञानी क्रियाकान् लिप्तयादृशा ॥६॥

શબ્દાર્થ—નિશ્ચય નયે કરીને આત્મા અલિપ્ત છે અને વ્યવહારથી લિપ્ત છે. જ્ઞાની અલિપ્ત દૃષ્ટિએ અને ક્રિયાવાન્ લિપ્ત દૃષ્ટિએ તેને શુદ્ધ કરે છે.

વિવેચન—નય વિભાગે કરીને આત્માનું લિપ્ત, અલિપ્તપણું દર્શાવતાં કહે છે કે આત્મા-ચૈતન્ય સ્વરૂપી જીવ—

નિશ્ચયનયની દૃષ્ટિએ અલિપ્ત છે. કર્મરેણુના સંસર્ગ-રહિત છે. દ્રવ્યાર્થિકનયથી તો આત્મા અનુત્પન્નાવિનષ્ટ, સ્થિર, એકરૂપ કર્તૃત્વભોક્તૃત્વ રહિત છે. વ્યવહારનયથી જોતાં, પર્યાયાર્થિકનયથી લિપ્ત છે. કર્મરેણુથી સંશ્લિષ્ટ છે. ઉત્પાદ વ્યયમેવ વસ્તુ હોય છે તેથી શુદ્ધઅશુદ્ધતાથી બદ્ધ, લિપ્ત કહેવાય છે. જ્ઞાન યોગી અલિપ્ત એટલે શુદ્ધ નિરંજન આત્મા છે એમ દર્શાવનારી નેત્રથી—શુદ્ધસ્વરૂપનું ધ્યાન કરતો—આત્માને શુદ્ધ કરે છે, રાગાદિ બંધનનો નિરોધ કરવાથી કર્મમલરહિત થાય છે. અને તપ આવશ્યકાદિ ક્રિયામાં પ્રવર્તમાન, લિપ્ત એટલે અનાદિ પ્રવાહિક કર્મ-મેલથી હું લિપ્ત છું માટે શુદ્ધ થાઉં એમ દર્શાવતી નેત્રે કરીને મહામોહાદિ દોષના રોકવાથી વિમલ થાય છે. મોટા દોષની નિવૃત્તિ ક્રિયાના બળથીજ થાય છે. સૂક્ષ્મદોષની નિવૃત્તિ જ્ઞાનના બળથીજ હોય માટે.

**ज्ञान क्रियासमावेशः सहैवोन्मीलने दृशोः ।**

**भूमिकाभेदतस्त्वत्र भवेदेकैकमुख्यता ॥ ७ ॥**

શબ્દાર્થ—જ્ઞાન અને ક્રિયારૂપી જીવના નેત્રો સમકાલેજ ઉઘડે છે. અત્ર ભૂમિકાભેદે કરીને એકએકની મુખ્યતા થાય છે.

વિવેચન—જીવને જ્ઞાન અને ક્રિયાનો લાભ સાથેજ થાય છે તે બતાવે છે. પૂર્વોક્ત જ્ઞાનનેત્ર અને ક્રિયાનેત્ર તે ઉદ્‌ઘાટન કરવાંને જ્ઞાન અને ક્રિયાનો એકીભાવ સાથેજ થાય છે. પરંતુ કાલભેદે કરીને થતો નથી. કારણકે જ્ઞાનની રૂચિ અને ક્રિયાની રૂચિ ભેદે કરીને થતી નથી. પરંતુ અત્ર એટલે સમ્યક્ દૃષ્ટિ જીવને વિષે ભૂમિકા એટલે દેશપ્રમત્ત, સર્વપ્રમત્ત, અપ્રમત્ત, સરાગ, વીતરાગાદિ સંયમવાન્‌ની અવસ્થા તેનો ભેદ એટલે કાલ ગુણાદિથી થયેલી ભિન્નતા. તેણે કરીને એકએકની, કવચિત્ ક્રિયાની અને કવચિત જ્ઞાનની મુખ્યતા, પ્રાધાન્યપણું, થાય છે. ભાવાર્થ, જ્ઞાન અને ક્રિયાનો એકીભાવ છે. કોઈ વખતે જ્ઞાનની મુખ્યતાની સાથે ક્રિયાની ગૌણતા હોય છે, અને ક્રિયાની મુખ્યતાની સાથે જ્ઞાનની ગૌણતા છે તે માત્ર પૂર્વોક્ત ભૂમિકાભેદ આશ્રીને છે.સમકિતગુણસ્થાનવર્તી જીવને સમકિતપણાની કરણીની મુખ્યતા છે, દેશવિરતિ, સર્વવિરતીને તે સ્થાનની કરણીની મુખ્યતા છે. પરંતુ સાતમા આઠમા અને નવમા ગુણસ્થાને વર્તતા જીવને જ્ઞાનની મુખ્યતા છે.

**सज्ञानं यदनुष्ठानं न लिप्तंदोषपंकतः ।**
**शुद्धबुद्धस्वभावाय तस्मै भगवते नमः ॥ ८ ॥**

શબ્દાર્થ—જ્ઞાનપૂર્વક જેનું અનુષ્ઠાન દોષપંકથી

લિપ્ત નથી એવા શુદ્ધ, બુદ્ધ સ્વભાવી મહાત્માને નમસ્કાર છે.

વિવેચન—અલિપ્તની સ્તુતિ કરતાં સમાપ્ત કરેછે. જ્ઞાનપૂર્વક જે મહાત્માની વ્રત પાલનાદિ ક્રિયા, દોષ એટલે ઇહિલોકાશંસા, પરલોકઆશંસા, મિથ્યાત્વ, વિષય, કષાયાદિ તે રૂપ પંક-કાદવ-આદિ રૂપ મલ. તેથી જેની ક્રિયા દગ્ધ થયેલી નથી, એવા વિમલ, હેયોપાદેય, જ્ઞાનયુક્ત મન પરિણામવાળા યોગીને-જ્ઞાન, વૈરાગ્ય, ઐશ્વર્યવાન્‌ને નમસ્કાર છે.

---

## निःस्पृहाष्टकम् ॥ १२ ॥

**स्वभावलाभात् किमपिप्राप्तव्यं नावशिष्यते ।**
**इत्यात्मैश्वर्यसंपन्नो निःस्पृहोजायते मुनिः ॥ १ ॥**

શબ્દાર્થ—સ્વભાવ લાભથી બીજું કાંઈ પ્રાપ્ત કરવાનું રહેતું નથી. માટે નિઃસ્પૃહ મુનિ આત્મઐશ્વર્યથી યુક્ત થાય છે.

વિવેચન—હે પ્રાણી, સ્વભાવલાભ એટલે સમગ્ર સ્વધર્મમય વસ્તુની-નિજ સહજ સ્વરૂપની-આવરણના

અભાવથી પ્રાપ્તિ. તેના કરતાં બીજું કાંઇ આ જગત્‌માં જીવને પ્રાપ્ત કરવાનું નથી. સર્વ પ્રાપ્તિમાં સ્વભાવ પ્રાપ્તિનું પ્રધાનત્વ છે. એ હેતુથી અનાત્મીય ભાવને વિષે નિરાશી ભાવને પામેલો સાધુ આત્માનું જે સહજ ઐશ્વર્ય, જ્ઞાનાદિ વિભૂતિ તેણે કરી યુક્ત થાય છે.

**संयोजितकरैः के के प्रार्थ्यंते न स्पृहावहैः ।**

**अमात्रज्ञानपात्रस्य निःस्पृहस्य तृणं जगत् ॥ २ ॥**

**શબ્દાર્થ**—સ્પૃહાવાળા કયા કયા પુરૂષો હાથ જોડીને પ્રાર્થના કરતા નથી ? અનંત જ્ઞાન પાત્રવાળાં નિઃસ્પૃહીને તો જગત્ તૃણવત્ છે.

**વિવેચન**—સ્પૃહા એટલે ઇચ્છાવાળા તૃષ્ણાતુર કયા પુરૂષો શિર ઉપર હસ્તની અંજલિ કરીને પ્રાર્થના કરતા નથી ? અર્થાત્ સ્પૃહાવાળા સર્વ-ઉત્તમ, મધ્યમ, અને કનિષ્ટ—યાચના કરે છે. આ પ્રમાણે સ્પૃહા, વિડંબનાનું કારણ થાય છે. के શબ્દની દ્વિરૂક્તિ વિપ્સાના અર્થમાં છે, માત્ર એટલે કાંચનાદિ અર્થનો સંગ્રહ તે જેને નથી અર્થાત્ નિષ્પરિગ્રહી છે, અથવા માત્રા એટલે પરિમાણ તે જેને નથી, એવું જ્ઞાન અર્થાત્ અનંત જ્ઞાન તેનું પાત્ર, એટલે અનંત સત્યજ્ઞાનની રક્ષાના આધાર, નિરિચ્છકને—ઇચ્છા-

રહિતને—ત્રિભુવનને વિષે રહેલી લક્ષ્મીનો સમૂહ તૃણ-તુલ્ય ભાસે છે. કારણ કે તેનું કાંઈ તેને પ્રયોજન નથી. જ્ઞાનના આનંદે કરીને તેની સકલ ઇચ્છા સમાપ્ત થઇછે.

छिंदन्ति ज्ञानदात्रेण स्पृहाविषलतां बुधाः ।
मुखशोषं च मूर्च्छां च दैन्यं यच्छति यत्फलम् ॥ २ ॥

શબ્દાર્થ—બુધ પુરૂષો જ્ઞાનરુપી દાતરડાથી સ્પૃહારૂપી વિષલતાનું છેદન કરેછે. જે લતાનું ફલ મુખશોષ, મૂર્ચ્છા અને દીનત્વ આપે છે.

વિવેચન—બુદ્ધ એટલે અધ્યાત્મશુદ્ધિને વિષે પ્રવીણ એવા પંડિત પુરૂષો, જે લતાનું ફલ-નિષ્પાદ્યરુપ કાર્ય-પ્રાણીઓને મુખશોષ એટલે વિવેકરુપી જલની આર્દ્રતાના ત્યાગરુપ મુખની કાઠિન્યતા, મૂર્ચ્છા એટલે શૂન્યચિત્તતા, તથા દીનત્વને આપેછે તે સ્પૃહા વિષલતાને છેદેછે. સ્પૃહા એટલે લોભના ઉદયથી પ્રાણીને જે ધન, વિષયસુખની ઇચ્છા થાય છે તે રૂપી વિષલતા, એટલે ધર્મજીવનનો નાશ કરનારી વત્સનાગાદિ ઝેરી વૃક્ષની શાખા તેને, વસ્તુ પરમાર્થ બોધ-જ્ઞાન-રૂપી છેદનશસ્ત્રથી, મનરુપી વાડીને વિષે ઉગેલાંને કાપી નાંખેછે. તે વિષલતાને ઉગવા દેતા નથી.

**निःकाशनीया विदुषा स्पृहा चित्तगृहाद्बहिः ।**
**अनात्मरतिचांडालीसंगमंगी करोति या ॥ ४ ॥**

**શબ્દાર્થ**—ડાહ્યા પુરુષે સ્પૃહાને હૃદયગૃહની બહાર કાઢી નાંખવી જોઇએ કે જે સ્પૃહા અનાત્મરતિરૂપી ચાંડાલીનો સંગ કરેછે.

**વિવેચન**—અધ્યાત્મશુદ્ધિને વિષે વિચક્ષણ પંડિતવર્યને, ઇચ્છા, મનરુપી ભુવનમાંથી હૃદયમંદિરમાંથી–દૂર દેશને વિષે સ્થાપવા યોગ્ય છે. તે સ્પૃહા કેવી છે તો કહે છે કે આત્મરૂપ આનંદ નથી અર્થાત્ પુદ્ગલાનંદ છે તે રુપી સર્વ ઉચ્છિષ્ટનું ભક્ષણ કરનાર ક્રોધ પ્રિયાના સંગનો અંગીકાર કરેછે.

**स्पृहावन्तो विलोक्यन्ते लघवस्तृणतूलवत् ।**
**महाश्चर्यं तथाप्येते मज्जन्ति भववारिधौ ॥ ५ ॥**

**શબ્દાર્થ**—સ્પૃહાવાન્ તૃણ અથવા રુની જેમ હલકો દેખાય છે, તે છતાં ભવ સમુદ્રમાં ડૂબે છે એ મહા આશ્ચર્ય છે.

**વિવેચન**—વિષયસુખાદિને વિષે જેને લાલસા છે એવો તૃણ અથવા રૂના જેવો હલકો દેખાય છે, છતાં સંસારસાગ-

રને વિષે બુડી જાય છે તે એક અમને મોટું આશ્ચર્ય લાગેછે. અથવા તેમાં કાંઇપણ આશ્ચર્ય નથી; કારણ કે બીજાની પાસે યાચના કરવાથી લોકોમાં તૃણવત્ હલકો છતાં પરઆશારૂપ મહાભારથી ભારે થયેલો ભવસાગરમાં ડૂબે છે.

गौरवं पौरवंद्यत्वात् प्रकृष्टत्वं प्रतिष्ठया ।
ख्यातिं जातिगुणात्स्वस्य प्रादुःकुर्यान्ननिःस्पृहः ॥ ६ ॥

શબ્દાર્થ—નિઃસ્પૃહી મુનિ, પૌરવંદ્યત્વથી ગર્વને, પ્રતિષ્ઠાથી સર્વોત્કૃષ્ટપણાને, અને જાતિગુણથી ખ્યાતિને, પ્રગટ કરતો નથી.

વિવેચન—ઇચ્છારહિત મુનિ, પૌર એટલે નગરવાસીઓ અથવા રાજા તેનાથી સેવનીય ભાવહેતુથી પોતાની મોટાઈ–ગર્વ–પ્રગટ કરતો નથી. તેઓ તેને વંદન કરે તેથી ગર્વ ધરતો નથી. પ્રતિષ્ઠા–સર્વ જનનને વિષે માન્યતા–એ કરીને પોતાનું સર્વોત્કૃષ્ટત્વ બતાવતો નથી. જાતિ એટલે ઉત્તમ કુલમાં જન્મ અને ગુણ તે ગાંભીર્ય, પ્રૌઢત્વાદિ અથવા જાતિયુક્ત જ્ઞાન વિનયાદિ ગુણે કરીને પોતાની પ્રસિદ્ધિને પ્રગટ કરતો નથી.

भूशय्या भैक्षमशनं जीर्णं वासो वनंगृहम् ।
तथापि निःस्पृहस्याहो चक्रिणोऽप्यधिकं सुखम् ॥ ७ ॥

**શબ્દાર્થ**—નિઃસ્પૃહીને ભૂમિશય્યા, ભિક્ષાભોજન, જીર્ણ-વસ્ત્ર અને વનરૂપી ગૃહ છતાં ચક્રવર્તી કરતાં અધિક સુખ છે.

**વિવેચન**—હે મુનિ, નિરિચ્છકનો ચમત્કાર જુઓ. મહીતલ તેજ જેની શય્યા છે, ઘરઘરથી પ્રાપ્ત કરેલુ જેનું ભોજન છે, અને શીર્ણવિશીર્ણ જેનું વસ્ત્ર છે, તથા મહાનઅરણ્ય જેનું નિવાસસ્થાન છે, તોપણ ઈહલોક અને પરલોકના સુખની તૃષ્ણારહિતનું સુખ, ચક્રવર્તીના સુખ કરતાં પણ અધિક હોય છે; કારણ કે તે નિરાકુલ આનંદમય છે.

**परस्पृहा महादुःखं निःस्पृहत्वं महासुखम् ।**
**एतदुक्तं समासेन लक्षणं सुखदुःखयोः ॥ ८ ॥**

**શબ્દાર્થ**—પરસ્પૃહા એજ મહા દુઃખ છે અને નિસ્પૃહત્વ એજ મહા સુખ છે, એમ સંક્ષેપથી સુખદુઃખનું લક્ષણ કહ્યું છે.

**વિવેચન**—આત્મભિન્ન સચેતન, અચેતન પદાર્થોની ઇચ્છા તેજ મહાદુઃખ છે, ઘણાં લાંબા કાળસુધી ભોગવાય એવું નરકાદિ દુઃખનું કારણ છે. તેમજ સર્વ વસ્તુને વિષે નિરિચ્છક ભાવ તેજ મોટું સુખ છે. સર્વ અનાગત કાળમાં

ભોગવાય એવું સાદિ અનંત સુખનું કારણ છે. તે કારણથી પૂર્વદર્શિત સુખદુઃખનું લક્ષણ-જ્ઞાપકચિન્હ-સંક્ષેપમાં જિનેશ્વર ભગવાને કહ્યું છે.

---

## मौनाष्टकम् ॥ १३ ॥

मन्यते यो जगत्तत्त्वं स मुनिः परिकीर्तितः ।
सम्यक्त्वमेवतन्मौनं मौनं सम्यक्त्वमेव च ॥१॥

શબ્દાર્થ—જગતના તત્ત્વને માને છે તે મુનિ કહેવાય છે, સમ્યકત્વ એજ મૌન છે, અને મૌન તેજ સમ્યકત્વ છે.

વિવેચન—નિર્ધાર જ્ઞાની પંચ અસ્તિકાયરુપ ચૌદ રાજ પ્રમાણ એવા લોકના-જગતના-તત્ત્વને માને છે, શ્રદ્ધાપૂર્વક જાણે છે. તેને મુનિ શબ્દના વ્યુત્પત્તિ અર્થયુક્ત-મુનિત્વવાન્-જિનેશ્વરે કહ્યો છે. પૂર્વોક્ત સ્વરૂપ મૌન, મુનિત્વ, મુનિનો ભાવ, તેજ એક સમ્યકત્વ છે, બીજું નથી. અને જે મુનિભાવ છે તેજ સમ્યકત્વ છે. ભાવાર્થ એ છે કે શુદ્ધ શ્રદ્ધાએ નિર્ધાર કરેલ આત્મસ્વભાવની ઉપાદેયતાને વિષેજ ઉપયોગ પરિણતિનું અવસ્થાન તેજ સમ્યકત્વ છે, અને સમ્યગ્દર્શને કરીને હેયોપાદેયતા વિભક્ત કરી ઉપાદેયને વિષે રમણ સ્વભાવ એજ મૌન છે. માટે બંનેનું ઐકય છે.

**आत्मात्मन्येवयच्छुद्धं जानात्यात्मानमात्मना ।**
**सेयं रत्नत्रयेज्ञप्तिरुच्याचारैकता मुनेः ॥ २ ॥**

**શબ્દાર્થ**—આત્મા આત્માએ કરીને આત્માને વિષે આત્માને શુદ્ધ જાણે છે. માટે મુનિની આ જ્ઞાનાવસ્થા રત્નત્રયીમાં જ્ઞાન, દર્શન ( રૂચિ ) અને ચારિત્ર (આચાર )ની એકતા કરે છે.

**વિવેચન**—આત્મા એટલે પોતાના જ્ઞાનાદિ ગુણરૂપનો જ્ઞાયકત્વકારિ વિષયી કર્તા. આત્મના એટલે કરણભૂત આત્માના જ્ઞાનવીર્યે કરીને, આત્મનિ એટલે સકલ ધર્મ પર્યાયના આધારમાં ગુણીમાં આત્માનમ્ એટલે અસ્તિત્વ, વસ્તુત્વ, દ્રવ્યત્વ, સત્ત્વ, પ્રમેયત્વ સિદ્ધત્વાદિ ધર્મયુક્ત જીવ રૂપને શુદ્ધ એટલે સકલ કર્મમલ રહિતપણાથી નિર્વિકારી જાણેછે. તે માટે પૂર્વોક્ત સમ્યક્ત્વ અને મૌનની એકતા આ વધારે નજીક બતાવેલી જ્ઞાનાવસ્થા—સાધુની જ્ઞાન, દર્શન અને ચારિત્રવિષયમાં જ્ઞપ્તિ એટલે જ્ઞાન, રૂચિ એટલે શ્રદ્ધા અને આચાર એટલે ચારિત્ર તેની એકતા અભિન્નતા—જાણવી. ચૈતન્ય સ્વયમેવ વિષયી છે અને સદ્વિષયમાં વિષયને જાણે છે એવા કારકત્રય અભેદે કરીને સ્પષ્ટ થાય છે,

**चारित्रमात्मचरणाद् ज्ञानं वा दर्शनं मुनेः ।**
**शुद्धज्ञाननयेसाध्यं क्रियालाभात् क्रियानये ॥ ३ ॥**

શબ્દાર્થ—શુદ્ધ જ્ઞાનનયથી જોતાં, મુનિને આત્મચરણથી, અને ક્રિયાનયથી જોતાં ક્રિયાલાભથી ચારિત્ર, જ્ઞાન અને દર્શન સાધ્ય છે.

વિવેચન—શુદ્ધ જ્ઞાનનય એટલે શુદ્ધ રત્નત્રય—જ્ઞાન, દર્શન, ચારિત્ર—નો અભેદ ગ્રાહીજ્ઞાન પ્રધાનનય, સંગ્રહનય, તેનો સ્વીકાર કરોતો હે ભવ્ય, આત્મચરણ એટલે નિજ સ્વભાવને વિષે ગમન રમણ તેજ હેતુથી ચારિત્ર, જ્ઞાન, અથવા દર્શન સાધ્ય છે. ક્રિયા નય-ક્રિયા એટલે આવશ્યકાદિ જે કર્તવ્ય અથવા ક્રિયા એટલે ઉત્પાદ વ્યયરૂપ વસ્તુ વ્યાપાર-તે ક્રિયાપ્રધાનનય-રત્નત્રયમાં ભેદગ્રાહી વચનમાર્ગ-તેનો સ્વીકાર કરો તો કર્તવ્યપ્રાપ્તિથી યથા પ્રવૃત્તિ આદિકરણ વિશેષે કરીને સર્વવિરતિ, દેશવિરતિરૂપ ચારિત્ર, મત્યાદિકજ્ઞાન અથવા ઔપશમિક આદિક સમ્યકત્વ સાધ્ય થાય છે.

यतः प्रवृत्तिर्न मणौ लभ्यते वा न तत्फलम् ।
अताश्त्विकी मणिज्ञप्तिर्मणिश्रद्धा च सा यथा ॥४॥
तथा यतो न शुद्धात्मस्वभावाचरणं भवेत् ।
फलं दोषनिवृत्तिर्वा न तद् ज्ञानं न दर्शनम् ॥५॥

શબ્દાર્થ—જેમ વિપરીતગ્રાહી મણિનું જ્ઞાન અને મણિની શ્રદ્ધા શુદ્ધ મણિમાં પ્રવૃત્તિ કરતું નથી, અથવા તેનું

ફલ પ્રાપ્ત કરતું નથી; તેમજ જે જ્ઞાન અને શ્રદ્ધાથી શુદ્ધ આત્મસ્વભાવને વિષે આચરણુ થતું નથી, અથવા દોષનિવૃત્તિ થતી નથી, તે જ્ઞાન નથી; અને તે દર્શન નથી.

વિવેચન—વિપરીત ગ્રહણુ કરનારૂં અતાત્ત્વિક મણિનું જ્ઞાન અને મિથ્યા મણિમાં મણિની શ્રદ્ધા તે જ્ઞાન, શુદ્ધ મણિ–સત્યરત્ન—ને વિષે પ્રવૃત્તિ કરતું નથી, તેના ગુણ-દોષ, વિલોકન, પરીક્ષણુ વ્યાપાર કરનારૂં થતું નથી, અથવા તે સત્ય મણિનું ફલ–યથોચિત મૂલ્ય અથવા વિષાપહરણાદિ કાર્ય—પ્રાપ્ત કરતું નથી. તેજ અતાત્ત્વિક મણિના દૃષ્ટાંતે કરીને જે જ્ઞાન અને શ્રદ્ધાથી શુદ્ધ આત્મસ્વભાવાચરણુ થતું નથી. શુદ્ધ એટલે નિરૂપાધિક એવો જે જીવનો સ્વભાવ–જ્ઞાનાદિ સ્વધર્મથી અનન્યત્વરૂપ સહજ સ્વરૂપ–તેને વિષે આચરણુ, અભેદ ભાવે ગમન, અનુભવ રૂપે આસ્વાદન થતું નથી; અથવા પ્રકારાંતરે દોષ એટલે રાગ, દ્વેષ, અજ્ઞાન, જન્મ, મરણાદિ તેની નિવૃત્તિ થતી નથી; તે પૂર્વોક્તરૂપ-જ્ઞાન જ્ઞાન નથી. અને સમ્યકત્વ પણુ નથી. એક સૂક્ષ્મની પણુ વિરાધના કરે નહીં એવું દ્રવ્યચારિત્ર જમાલીની પરે પાળે પરંતુ જો આત્મભાવની રમણુતા ન થાય, જો દ્રવ્યચારિત્રથી ભાવચારિત્રની પ્રાપ્તિ ન થાય તો દ્રવ્યચારિત્ર નિરૂપયોગી છે. દ્રવ્યચારિત્ર તો અભવ્યને પણુ હોય છે.

ઉપાધ્યાયજી અન્યત્ર કહે છે. જુઓ પદ બારમું.
શ્રુત.ચિંતા જ્ઞાન સોતો, ખીર નીરવાન
વિષયતૃષ્ણા બુજાવે, સોઈ સાચો જ્ઞાન ॥ પ્રભુ તેરો ॥ ૨ ॥

**यथा शोफस्य पुष्टत्वं यथा वा वध्यमंडनम् ।**
**तथा जानन् भवोन्मादमात्मतृप्तो मुनि र्भवेत् ॥ ६ ॥**

શબ્દાર્થ—સોજાની પુષ્ટિની જેમ અથવા વધ્યની શોભા તુલ્ય ભવોન્માદને જાણીને મુનિ આત્મતૃપ્ત થાઓ.

વિવેચન—મુનિ એટલે જેનું સ્વરૂપ અગાઉ બતાવ્યું છે એવા સાધુ, શોફ એટલે શરીર ઉપર થતા સોજા તેની પુષ્ટિની જેમ અથવા વિનાશનીય પશુ–યજ્ઞપશુની પુષ્પહાર, ચંદનાદિથી શોભા કરવી તેની તુલ્ય, સંસારને વિષે થતા ઉન્માદને જાણીને, આત્માને વિષે સંતુષ્ટ થાય.

**सुलभं वागनुच्चारं मौनमेकेंद्रियेष्वपि ।**
**पुद्गलेष्वप्रवृत्तिस्तु योगानां मौनमुत्तमम् ॥ ७ ॥**

શબ્દાર્થ—વાણીના અનુચ્ચારરૂપ મૌન એકેંદ્રિયાદિને વિષે પણ સુલભ છે. પરંતુ યોગોનું પુદ્ગલને વિષે અપ્રવૃત્તિ-રૂપ મૌન ઉત્તમ છે.

વિવેચન—લૌકિક મૌનનું અપ્રધાનપણું બતાવતાં ભાવ મૌનની સ્તુતિ કરે છે. વચનનું અભાષણ, વાણીના અનુચ્ચારરૂપી મૌન—મુનિત્વ—માત્ર સ્પર્શેંદ્રિયવાળા એકેંદ્રિય જીવને—પૃથ્વીકાય, અપ્‌કાય, તેજસ્‌કાય, વાયુકાય અને વનસ્પતિકાય જીવને–વિષે પણ સુલભ છે, સુખેથી પ્રાપ્ત થાય છે. કારણ કે તેમને અભાષકપણું છે. ત્યારે મનુષ્યને તેમ કરવું શું દુષ્કર છે ? તો કહે છે કે ના. પરંતુ યોગ એટલે કરણભૂત મન, વચન અને કાયાના વીર્યપ્રસરશક્તિ વ્યાપાર તેની શરીર, વસ્ત્ર, અલંકારાદિ પુદ્‌ગલને વિષે અપ્રવૃત્તિ એટલે તે પદાર્થોને વિષે રમ્યત્વ, અરમ્યત્વાદિનું ગ્રહણ કરવાને અભિમુખ થયેલા વીર્યનું રોધવું તે રૂપી, મૌન, મુનિત્વ સર્વોત્કૃષ્ટ છે. તપની જેમ સકલ ઇષ્ટ સાધન આપવાને સમર્થ છે.

**ज्योतिर्मयीव दीपस्य क्रिया सर्वापि चिन्मयी ।**

**यस्यानन्यस्वभावस्य तस्य मौनमनुत्तरम् ॥ ८ ॥**

શબ્દાર્થ—પ્રદીપની સર્વ ક્રિયા પ્રકાશશક્તિવાળી છે તેમ, જે અનન્ય સ્વભાવવાળાની સર્વક્રિયા જ્ઞાનમય છે તેનું મૌન સર્વોત્તમ છે.

વિવેચન—અનન્ય સ્વભાવવાળા એટલે આત્મસ્વરૂપથી ભિન્ન જેના પરિણામ નથી એવા, આત્માથી અભેદ ચિ-

ત્તપ્રવૃત્તિવાળાની સમગ્ર ક્રિયા-ગુણપ્રકર્ષનું પ્રવર્તન કરવાને વીર્યની પ્રવૃત્તિ, અથવા આહાર, વ્યવહારાદિ ક્રિયા જ્ઞાનમયી છે. સ્વગુણની અનુયાયી પ્રવર્તે છે તેનું મૌન સર્વોત્કૃષ્ટ છે. ત્યાં દૃષ્ટાંત કહેછે. પ્રદીપની સર્વ ક્રિયા જેમ પ્રકાશશક્તિ-વાળી છે તેમ પૂર્વોક્ત મુનિનું મૌન, આત્માથી અભેદ પ્રવર્તનપણું છે માટે મૌન સર્વમાં પ્રધાન છે.

---

## विद्याष्टकम् ॥ १४ ॥

नित्यशुच्यात्मताख्यातिरनित्याशुच्यनात्मसु ।
अविद्या तत्त्वधीर्विद्या योगाचार्यैः प्रकीर्तिता ॥ १ ॥

**શબ્દાર્થ**—અનિત્ય, અશુદ્ધ અને અનાત્મને વિષે નિત્ય, શુદ્ધ અને આત્મતા બુદ્ધિ તે અવિદ્યા છે. તત્ત્વને વિષે જે બુદ્ધિ, તેને યોગાચાર્યોએ વિદ્યા કહી છે,

**વિવેચન**—અનિત્ય એટલે નાશવંત, આત્માથી ભિન્ન સર્વ કાળ નહીં રહેનાર. અશુચ્ય એટલે પૂર્ણ બ્રહ્મનો સ્પર્શ નહીં કરવાથી હમેશાં સ્રવતા મલને લીધે અપવિત્ર અનાત્મઃ એટલે જે આત્મરૂપ નથી, પરકીય ધન, દેહ પરિજનાદિ પદાર્થો, તેને વિષે ક્રમથી નિત્યતા શુચ્યતા અને આત્મતાની

ખ્યાતિ–પ્રસિદ્ધ–તે પ્રસિદ્ધિ નથી. મોહજ્ઞાન છે.તત્ત્વને વિષે-શુદ્ધઆત્માને વિષે–અવિનાશીપણાથીનિત્યતા, સકલકર્મલેપ રહિતપણાથી શુચ્યતા, અને સર્વ કાલે પોતાથી અભિન્નપણા-એ કરીને આત્મતા. પૂર્વોક્ત બુદ્ધિ તેજ ખરી વિદ્યાછે–અમો-હજ્ઞાન છે–એમ યોગના આચાર્ય–શ્રીભદ્રબાહુ, જિનભદ્રગણિ હરિભદ્રસૂરિ, પતંજલિ, વસિષ્ઠ, ભગદત્ત, ભાસ્કરાદિ યોગ-શાસ્ત્રના કર્તાએ–કથન કર્યું છે.

यः पश्यन्नित्यमात्मानमनित्यं परसंगमम् ।
छलं लब्धुं न शक्नोति तस्य मोहमलिम्लुचः ॥ २ ॥

શબ્દાર્થ—આત્મા નિત્ય છે, અને પરસંગ અનિત્ય છે, એમ જે જાણેછે તેને વિષે મોહરૂપી તસ્કર અવકાશ પ્રાપ્ત કરી શકતો નથી.

વિવેચન—વિદ્યા જેણે પ્રાપ્ત કરી છે એવા યોગી આત્માને–અવિચલિત ચિદ્દ્ઘનજીવને–સનાતન અવિનાશી, વિમલ જ્ઞાનના ઉપયોગરૂપી દૃષ્ટિથી જુએ છે. તથા શરીર આ-દિ સર્વ પરસંયોગને અશાશ્વત, વિનાશી, જુએ છે. એવા વિ-દ્વાનને વિષે મોહ–અજ્ઞાન, અવિદ્યા, મોહનીય કર્મના ઉદયથી થયેલા રાગાદિ–રૂપીચોર, અવકાશરૂપી છિદ્ર પ્રાપ્ત કરવાને સમર્થ થતો નથી.

**तरंगतरलां लक्ष्मीमायुर्वायुवदस्थिरम् ।**

**अदभ्रधीरनुध्यायेदभ्रवद्भंगुरं वपुः ॥ ३ ॥**

**શબ્દાર્થ**—જેની બુદ્ધિ પુષ્ટ છે તે લક્ષ્મીને તરંગવત્ ચપલ જાણે છે. આયુષ્યને વાયુવત્ અસ્થિર જાણે છે. અને શરીરને મેઘની જેમ ભંગુર જાણે છે.

**વિવેચન**—સત્યજ્ઞાનભાવ અને શુદ્ધ ઉપયોગે કરીને જેની બુદ્ધિ પુષ્ટ છે એવો પુરૂષ, સ્થાવર જંગમ સંપત્તિને જલકલ્લોલ જેવી ચપલ સમજે છે. હૃદયને વિષે ધારે છે. હે જીવ, આ પાપનું મૂલ નાશવંત લક્ષ્મી ચિરકાલ રહેતી નથી; તેને વિષે શું રક્ત થવું એવી ભાવના ભાવે છે–જીવિત છે તે પવનની જેમ અસ્થિર છે, અને શરીર મેઘઘટાની જેમ ક્ષણમાં દેખાઈ ક્ષણમાં નષ્ટ થાય એવું છે. એમ જે સમજે છે તે વિદ્યાવાન્ છે. શરીર ક્ષણમાં નાશ થાય એવું છે એ વાત જ્ઞાનવિલાસમાં સ્પષ્ટ બતાવેલી છે. જુઓ પદ અગીઆરમું

ઇસ મઠકા હે કવન ભરોસા, પડ જાવે ચટપટમે, અવધૂ
સૂતા કયા ઇસ મઠમેં.

છિનમે તાતા, છિનમેં શીતલ, રોગ શોક બહુ મઠમે,
અવધૂ૦

પાની કિનારે મઠકા વાસા, કવન વિશ્વાસ એ તટમે, અવધૂ૦

**शुचीन्यप्यशुचीकर्तुं समर्थेऽशुचीसंभवे ।**
**देहे जलादिना शौच भ्रमो मूढस्य दारुणः ॥ ४ ॥**

**શબ્દાર્થ**—પવિત્ર વસ્તુને પણ અપવિત્ર કરવાને સમર્થ, અશુચીને વિષે જેની ઉત્પત્તિ છે એવા દેહને વિષે જલાદિએ કરીને પવિત્ર કરવારૂપ મૂઢ પુરૂષને આકરો ભ્રમ છે.

વિવેચન—સુચીનિ એટલે ઘનસાર, કેશર, ચંદન, રેશમી કપડું, દૂધ વગેરે પવિત્ર વસ્તુઓ તેને અપવિત્ર કરવાની શક્તિવાળા, અને શુક્રશોણિત, પુરીષ, મલાદિને વિષે જેની ઉત્પત્તિછે એવા શરીરને, જલ, ભસ્મ, દર્ભ, માટી આદિએ પવિત્ર કરવારૂપ સ્નાન વિલેપનાદિથી શૌચ કરવારૂપ ભ્રમ—એ વસ્તુઓથી મારો દેહ પવિત્ર થયો એવા દારૂણ, ભયાનક, ભ્રાંતિ–મૂઢ પુરૂષની હોય છે.

**यःस्नात्वा समताकुंडे हित्वा कश्मलजं मलम् ।**
**पुनर्न याति मालिन्यं सोऽन्तरात्मा परः शुचिः ॥५॥**

**શબ્દાર્થ**—સમતાના કુંડમાં સ્નાન કરીને અને કર્મ મલને દૂર કરીને ફરીથી જે મલિનતાને પામતો નથી તે અંતર આત્મા ઉત્કૃષ્ટ પવિત્ર છે.

વિવેચન—વિદ્યાતત્ત્વ સંયુક્ત જે યોગી સમતા એટલે સર્વને વિષે તુલ્યવૃત્તિ તે રૂપી જળાશયમાં સ્નાન કરીને, અને પાપ કર્મથી થતા મેલનો, કર્મલેપથી થયેલી આત્માની મલિનતાનો—પરિહાર કરીને સમતારૂપી રસથી પાપમલનું પ્રક્ષાલન કરીને શુદ્ધ થયેલ-ફરીથી પૂર્વોક્ત મલિનતાને પામતો નથી એવો અંતરાત્મા—કાયાદિ બહિર્ભાવને સાક્ષી માત્રપણાએ તટસ્થજ્ઞાતા—સર્વોત્કૃષ્ટ પવિત્ર છે.

**आत्मबोधो नवःपाशो देहगेहधनादिषु ।**
**यःक्षिप्तोप्यात्मना तेषु स्वस्य बंधाय जायते ॥६॥**

શબ્દાર્થ—દેહ, ઘર અને ધનાદિમાં મારાપણાની બુદ્ધિ તે નવીન પાશ છે. જે તે પદાર્થોને વિષે જીવે સ્થાપેલી છતાં જીવના બંધનને માટે થાય છે.

વિવેચન—શરીર, ઘર, ધન, પુત્ર, સ્ત્રી વગેરેમાં મદીયપણાની બુદ્ધિરૂપ અભિનવ પ્રસિદ્ધ બંધનોમાં નહીં દેખાતી પાશ છે. પ્રાણીઓને બાંધવાને રજ્જુ છે. જે આત્મીય બુદ્ધિરૂપ પાશને જીવ, દેહાદિ પદાર્થોને વિષે સ્થાપે છે મૂકે છે, તોપણ આત્માના બંધન અર્થે-કર્મરજ્જુથી નિયંત્રણ અર્થે-થાય છે. પાશ જેને વિષે ક્ષિપ્ત હોય તેનાજ બંધનને માટે છે. પરંતુ આ પાશ, તેના નાંખનારનેજ બાંધે છે. માટે આ-

ત્માએ આત્માના ગુણ શિવાય અન્ય પદાર્થોને વિષે મદીયત્વ બુદ્ધિનો ત્યાગ કરવો જોઈએ. આ વિદ્યાતત્વનું ફલ છે.

**मिथो युक्तपदार्थानामसंक्रमचमत्क्रिया ।**
**चिन्मात्रपरिणामेन विदुषैवानुभूयते ॥ ७ ॥**

**શબ્દાર્થ**—પરસ્પર યુકત પદાર્થોના અસંક્રમરૂપી ચમત્કાર, ચિન્માત્ર પરિણામે કરીને પંડિતથી અનુભવાય છે.

**વિવેચન**—એક નભઃ પ્રદેશ વિષે રહેલા ધર્માસ્તિકાયાદિ પદાર્થોનું અસંક્રમ–એકનું બીજા રૂપે પરિણમન ન થવું–તે રૂપી ચમત્કાર–લોકોત્તર વસ્તુભાવ જોવાથી થયેલો ચિત્તનો આનંદ–શુદ્ધ જ્ઞાનના ઉપયોગે કરીને જિનાગમને વિષે નિપુણ પંડિતથી અનુભવાય છે. આ ચમત્કારને નહીં જાણનારા ભિન્ન ક્ષેત્રને વિષે અવગાહન કરનાર ધનકુટુંબાદિ પદાર્થોને વિષે સ્વસંક્રાંતિ જાણનારા આ મારૂં છે, એમ અજ્ઞાનને વશ થવાથી બકે છે.

**अविद्यातिमिरध्वंसे दृशा विद्यांजनस्पृशा ।**
**पश्यन्ति परमात्मानमात्मन्येव हि योगिनः ॥८॥**

શબ્દાર્થ—અવિદ્યારૂપ અંધકારનો નાશ થયે સતે, વિદ્યારૂપી અંજન ગ્રહણ કરનારી નેત્રે કરીને યોગીઓ આત્માને વિષે પરમાત્માને જુએ છે.

વિવેચન—અવિદ્યા એટલે અનાત્મીયને વિષે મદીયપણાની બુદ્ધિ તે રૂપી તિમિર—દૃષ્ટિનો વ્યાઘાત કરનાર અંધકાર—નો નાશ થયે સતે, મુનીશ્વરો આત્મા અને આત્મધર્મને વિષે મારાપણાની મતિરૂપી નેત્ર રોગ હણનાર ઔષધનું ગ્રહણકરનાર દૃષ્ટિએ કરીને-જ્ઞાનદૃષ્ટિએ કરીને-પોતાને વિષેજ પરમાત્મા—પૂર્ણ બ્રહ્મ-ને જુએ છે.

---

## विवेकाष्टकम् ॥ १५ ॥

**कर्मजीवं च संश्लिष्टं सर्वदा क्षीरनीरवत् ।**
**विभिन्नीकुरुते योऽसौ मुनिहंसो विवेकवान् ॥ १ ॥**

શબ્દાર્થ—સર્વદા ક્ષીરનીર જેમ એકરૂપ થઈ રહેલા કર્મ અને જીવને જે વિભિન્ન કરેછે તે મુનિરાજ વિવેકવાન્ છે.

વિવેચન—જે મુનિહંસ ઉજ્વલ ગુણે કરીને શ્રેષ્ટ યોગી, અનાદિથી સર્વકાળે દૂધ અને પાણીનો એકાકાર સંયોગ

તદ્વત્ અતિશય સંયુક્ત એકાકારે કરીને મળી ગયેલા જ્ઞાનાવરણીયાદિ અષ્ટકર્મો અને જીવને અવિભિન્નને જે ભિન્ન કરેછે-સંયુકત છતાં જડચેતન લક્ષણુથી તેની વ્યવસ્થા કરીને પૃથક્ કરેછે, તે યોગી સ્વપરનું વિવેચન કરનાર જ્ઞાનવાળા છે. હંસ દૂધ ગ્રહણ કરી પાણી છોડી દે છે; એ સુપ્રસિદ્ધ છે.

देहात्माद्यविवेकोऽयं सर्वदा सुलभो भवे ।
भवकोट्यापि तद्भेदविवेकस्त्वातिदुर्लभः ॥ २ ॥

શબ્દાર્થ—દેહ એજ આત્મા છે એ આદિ અવિવેક સંસારમાં સર્વદા સુલભ છે. પરંતુ દેહઆત્માનો ભેદ કોટિ ભવથી પણ પ્રાપ્ત કરવો દુર્લભ છે.

વિવેચન—આ ચતુર્ગતિ સંસારમાં, દેહાત્માદિ અવિવેક સુલભ છે. દેહ એટલે શરીર તેજ આત્મા છે, આ શરીર હું છું એવી જે બુદ્ધિ તે સુલભ છે. આદિ પદે કરીને વચન આત્મા, મનઆત્માનું ગ્રહણ કરવું. જેમકે આ હું બોલું છું, વિચાર કરૂં છું તેજ આત્મા. પરંતું મન, વચન અને કાયાની સર્વ પ્રવૃત્તિનિવૃત્તિનો જ્ઞાતા આત્મા છે એમ નહીં. આવો અવિવેક-સ્વપરસ્વરૂપ અવધારણ જ્ઞાનરહિતપણું-સર્વકાળે સુપ્રાપ્ય છે. મૃગાદિ પશુમાં પણ તેવો મમત્વ સ્પષ્ટ દેખાય છે. પરંતુ દેહ અને આત્માની ભિન્નતાનો વિ-

જ્ઞાપક વિવેક-હું જ્ઞાનવાન છું, અવિનાશી છું, ભવાંતરને વિષે જનાર હોવાથી દેહથી ભિન્ન છું એવું વિવેચન કરનાર બોધ-કોટિ જન્માંતરમાં પણ પ્રાપ્ત થતો નથી.

शुद्धेऽपि व्योम्नि तिमिराद्रेखाभिर्मिश्रिता यथा ।
विकारैर्मिश्रिता भाति तथात्मन्यविवेकतः ॥ ३ ॥

શબ્દાર્થ—શુદ્ધ આકાશને વિષે જેમ તિમિરથી રેખાએ કરીને મિશ્રતા દેખાય છે તેમ વિકારે કરીને અવિવેકથી આત્માને વિષે મિશ્રતા ભાસે છે.

વિવેચન—હે ભદ્ર, જે પ્રકારે શુદ્ધ અને સ્વચ્છ આકાશમાં નેત્રના ભ્રમથી અથવા રોગથી રેખાએ કરીને વિચિત્ર વર્ણતા લાગે છે—અવિદ્યમાન છતાં દેખાય છે-તેજ પ્રકારે સહજ શુદ્ધ, મન વચન અને કાયાની સાથે એક જાતિપણાએ, નહીં મળેલ એવા આત્મામાં અવિવેકથી-દેહ અને આત્માનો ભેદ દર્શાવનાર જ્ઞાનના અભાવથી-વિકારે કરીને-અજ્ઞાન કર્મે કરેલા બુદ્ધિના વિપર્યાસથી-મરણ અવસરે અનેક વખત ભિન્નતા જોયા છતાં, દેહકર્માદિની સાથે આત્માની એકતા ભાસે છે.

यथा योधैः कृतं युद्धं स्वामिन्येवोपचर्यते ।
शुद्धात्मन्यविवेकेन कर्मस्कंधोऽर्जितं तथा ॥ ४ ॥

**શબ્દાર્થ**—સુભટોએ કરેલા યુદ્ધનો જેમ તેના સ્વામીને વિષે આરોપ થાય છે તેમ કર્મસ્કંધોનું વિલસિત, શુદ્ધ આત્માને વિષે બોલાય છે.

**વિવેચન**—સુભટોએ કરેલું યુદ્ધ, સકલ સૈન્યનો પરિહાર કરીને રાજાને વિષે બોલાય છે.-" આ રાજા જીત્યો " એ પ્રમાણે બોલાય છે-તેમજ નિર્વિચાર જ્ઞાને કરીને કર્મરાશિનું પુણ્યઅપુણ્યપણાએ જે વિલસિત. તેનો સકલ વિકારરહિત જીવને વિષે આરોપ થાય છે. આ ધનથી આ સુખી છે એમ કહેવાય છે.

**इष्टकाद्यपि हि स्वर्णं पीतोन्मत्तो यथेक्षते ।**
**आत्माभेदभ्रमस्तद्वद्देहादावविवेकिनः ॥ ९ ॥**

**શબ્દાર્થ**—ધંતૂરાનું જેણે પાન કર્યું છે તે ઇટાદિને વિષે પણ સુવર્ણ જુએ છે, તેમ અવિવેકીને, દેહાદિને વિષે આત્મા અભેદરૂપ ભ્રમ થાય છે.

વિવેચન—ધંતૂરાનું પાન કરનાર ઈંટ અને પીળા રંગના પાષાણાદિને પીળા રંગના ભ્રમથી સુવર્ણરૂપે જુએ છે. તેવીજ રીતે વિચાર વગરના જીવને શરીર કર્માદિ પદાર્થો ને વિષે, આત્મા દેહાદિથી અભિન્ન છે એ રૂપી ભ્રાંતિ થાય છે.

**इच्छन्नपरमान् भावान् विवेकाद्रेः पतत्यधः ।**
**परमं भावमन्विच्छन्नाविवेके निमज्जति ॥ ६ ॥**

શબ્દાર્થ—અશુદ્ધ ભાવને ગ્રહણ કરીને વિવેકરૂપી પર્વતથી નીચે પડે છે. પરમભાવને ઇચ્છતો અવિવેકમાં પડતો નથી.

વિવેચન—ઉત્પાદ વ્યયરૂપ કર્મસંયોગથી થએલા અશુદ્ધ પરિણામને જીવપણાએ ગ્રહણ કરીને–આ પરિણામજ આત્મા છે એમ શ્રદ્ધા કરીને–સુવિચારરૂપી પર્વતથી અનાત્મદર્શિત્વ ભૂતલ ઉપર પડેછે. પરંતુ જે પરમભાવને–સર્વ વિકારવર્જિત શુદ્ધ સ્વભાવરૂપ ભાવને–ઇચ્છેછે, ગવેષેછે, તે અવિવેક એટલે સ્વપરની અનભિજ્ઞતારૂપ અગાધ જલમાં બુડતો નથી. પરમભાવ ગવેષી, સુર, નર, પશુપણુંજ હુછું, એમ અવધારતો નથી. પરંતું તેનાથી ભિન્નછું એમ સમજે છે.

**आत्मन्येवात्मनः कुर्यात् यः षट्कारकसंगतिम् ।**
**काविवेकज्वरस्यास्य वैषम्यं जडमज्जनात् ॥ ७ ॥**

શબ્દાર્થ—આત્માને વિષેજ આત્માની છ કારક યોગ્યતા જે કરે છેતેને જડપણામાં ડૂબવાથી અવિવેક જ્વરની વિષમતા હોય !

વિવેચન—જે મુનિ સ્વસ્વભાવે કરીને **આત્મનિ** એટલે સ્વરૂપને વિષેજ, નિજસ્વભાવને વિષેજ, નતુ અન્યત્ર કર્તા, કર્મ વગેરે છ કારકની યોજના-અર્થાનુગમરૂપ ઘટના-કરે છે, તેને જડ નિમજ્જનથી, અવિવેક-નિર્વિકારરૂપી જ્વરથી વિષમતા થતી નથી. અર્થાત્ જ્વરની જ્યારે વિષમતા થાય ત્યારે જેને લોકો વિષમજ્વર, કાળિયો તાવ કહે છે તે અસાધ્ય થાય છે. પૂર્વોક્ત પુરૂષને અવિવેકરૂપી વિષમજ્વર થતો નથી. ભાવાર્થ એ છે કે જ્યારે આત્મા છ પ્રકારનું કારકપણું પોતે પોતાને વિષેજ કરેછે ત્યારે, અવિવેકનો અવકાશ રહેતોજ નથી. છ કારક આ પ્રમાણે છે. (૧) કર્તાકારક એટલે વ્યાપારની ભિન્નતા જાણવામાં, સ્વગુણ પરિણુતિમાં પરિણમન સ્વભાવે કરીને, અને સ્વતંત્ર જ્ઞપ્તિ ક્રિયાકારિત્વે કરીને, કર્તાકારક પોતેજ છે (૨) આત્મા, જ્ઞાનક્રિયા ઉભયે વ્યાપેલા ચાર પ્રકારના કર્મને પામે છે તે કર્મકારક પોતેજ છે. (૩) જ્ઞાનાદિક તેજ સર્વ કાર્યનું સાધન છે માટે કરણકારક પણ પોતેજ છે. (૪) શુદ્ધ પરિણામ દાનને માટે પોતાનુંજ પાત્રત્વ છે માટે સંપ્રદાનકારક પોતેજ છે. (૫) પૂર્વ જ્ઞાનના પ્રકર્ષથી ઉત્તર જ્ઞાનના પ્રકર્ષની પ્રવત્તિ કરતો, પૂર્વ જ્ઞાનાદિ પર્યાયોથી ઉત્તરોત્તર પર્યાય પામતો, વિશ્લેષના અવધિપણાથી અપાદાનકારક પણ પોતેજ છે. (૬) ચેતનપણાદિનું-

નિત્યપણાદિનું-સર્વ સામાન્ય ધર્મનું ભાજન પોતેજ છે, માટે આધારકારક પોતેજ છે. આ પ્રમાણે છ કારક છે. સંક્ષેપે કહીએ તો આત્મા આત્માને આત્માએ કરીને આત્માને માટે આત્માથી આત્માને વિષે જાણે છે.

**संयमास्त्रं विवेकेन शाणेनोत्तेजितं मुनेः ।**
**धृतिधारोल्बणं कर्मशत्रुच्छेदक्षमं भवेत् ॥ ८ ॥**

**શબ્દાર્થ**—વિવેકરૂપી સરાણે કરીને ઉત્તેજિત કરેલું અને ધૃતિરૂપી ધારથી તીવ્ર કરેલું સંયમરુપી મુનિનું અસ્ત્ર કર્મશત્રુને છેદવાને શકિતમાન છે.

**વિવેચન**—સંયમ એટલે સામાન્યપણાએ સર્વ સાવદ્યથી સમ્યક્‌નિવૃત્તિ, વિશેષે કરીને સત્તર પ્રકારે નિવૃત્તિ, તે રૂપ જે શસ્ત્ર, વજ્રાદિ શસ્ત્ર તેને સુવિચારાત્મક સરાણ ઉપર ચડાવીને તીવ્ર તેજવાળું કરેલું, અને સંતોષરુપી ધારથી જે ઉત્કટ ( આકરૂં ) છે, તે શસ્ત્ર અષ્ટ પ્રકારના કર્મનો વિનાશ કરવાને શક્તિમાન થાયછે. પૂર્વોક્તરુપ વિવેકવાળાનોજ સંયમ કર્મક્ષય કરવાને સમર્થ છે.

---

## माध्यस्थाष्टकम् ॥ १६ ॥

**स्थीयतामनुपालंभं मध्यस्थेनांतरात्मना ।**
**कुतर्ककर्करक्षेपै स्त्यज्यतां बालचापलम् ॥ १ ॥**

શબ્દાર્થ—મધ્યસ્થ અંતરાત્માએ કરીને શુદ્ધ આશયને વિષે સ્થિતિ કરો. કુતર્કરુપી કાંકરાના આક્ષેપે કરીને બાલોચિત ચંચલતાને તજો.

વિવેચન—અરાગ દ્વેષ પરિણામી શુદ્ધ અંતરંગે કરીને, દેહાદિના સાક્ષીભૂત ભાવે કરીને, જેને વિષે કાંઇપણ અપવાદ નથી એવા પક્ષપાતરહિત શુદ્ધ આશયમાં સ્થિત થાઓ. સ્વધર્મમાં સ્થિતિ કરો. કુતર્ક એટલે દુષ્ટ તર્ક. પરપક્ષના દૂષણને માટે માણસોના મનમાં સંશય ઉત્પન્ન કરનાર યુકિતઓ, તે રૂપી પાષાણખંડ, કાંકરા, તેનો આક્ષેપ, દૂર ફેંકવું.–પાંડિત્ય ગર્વ, ઉદ્ધત વાકયોથી તિરસ્કાર કરવો–તેથી કરીને શિશુ ઉચિત ચેષ્ટાને તજી દો. સ્વયશ, લાભ, જયને માટે સમાતુરપણું તજો.

मनोवत्सो युक्तिगवीं मध्यस्थस्यानुधावति ।
तामाकर्षति पुच्छेन तुच्छाग्रहमनःकपिः ॥ २ ॥

શબ્દાર્થ—મધ્યસ્થ પુરૂષનો મનરૂપી વાછડો યુકિતરૂપી ગાયની પાછળ જાય છે. કદાગ્રહીનો મનરૂપી મર્કટ તેને પુંછડે કરીને ખેંચે છે.

વિવેચન—અપક્ષપાતીપણાએ કરીને તત્ત્વના પરીક્ષક મધ્યસ્થ, મનરૂપી બાલવ્રષભને યુકિત એટલે સત્‌ન્યાય-

નિપુણ અર્થનો અવધાર કરનારી ચિત્તવૃત્તિ તે રૂપી આત્મતત્ત્વના બોધરૂપી દુધ આપનાર ધેનુ-તેની પાછળ લઇ જાય છે. ભાવાર્થ એ છે કે મધ્યસ્થનું મન યથાર્થ સ્વરૂપ ગ્રહણ કરનારી બુદ્ધિની પાછળ ગાયની પાછળ વાછરડાની જેમ જાય છે. શુષ્ક વાદાદિ અસાર વસ્તુને વિષે જેને પ્રીતિ છે, એવા કદાગ્રાહી પુરૂષનો મનરૂપી મર્કટ, સંત પુરૂષોની યુક્તિરૂપી ગાયને પુંછડાએ કરીને-અસત્ દોષના આરોપરૂપ હસ્તે કરીને અથવા સ્વમુખે કરીને-અસત્ આગ્રહરૂપ પુચ્છ દેશનું ગ્રહણ કરીને-દૂષણો ન હોવા છતાં તત્ત્વને વિષે દોષનો આરોપ કરીને ખેંચે છે. સમાધાન સ્થાનથી વિવાદસ્થાનમાં લઇ જાય છે.

**नयेषु स्वार्थसत्येषु मोघेषु परचालने ।**
**समशीलं मनो यस्य स मध्यस्थो महामुनिः ॥ ३ ॥**

**શબ્દાર્થ**—સ્વપક્ષમાં સત્ય અને પરપક્ષમાં નિષ્ફલ એવા નયોમાં જેનું મન તુલ્ય સ્વભાવવાળું છે તે મહામુનિને મધ્યસ્થ જાણવા.

**વિવેચન**—નૈગમાદિ સાત પ્રકારના નય છે તેનું સ્વરૂપ કેવું છે તે કહે છે કે સ્વકીય અર્થમાં-અભિપ્રાયમાં—સત્ય છે—સાચો છે-યથાર્થ છે. જેમ, નૈગમનય નૈગમના પક્ષમાં

સાથે છે તેમ જાણી લેવું. અને સ્વથી ભિન્ન અન્ય નયોનું પોતાના અભિપ્રાયે કરીને વસ્તુ સ્વરૂપનું અવગમન, બોધ-તેને વિષે નિષ્ફલ છે. કારણકે સાતે નય-એક બીજાના પ્રતિપક્ષી છે. પૂર્વોક્ત નય-વસ્તુનો એકાંશ ગ્રહણ કરનાર વચન માર્ગ-તે વિષે જે સાધુનું ચિત્ત તુલ્ય સ્વભાવે વર્તે છે- કોઇ પણ નયના મતમાં સર્વથા આદરવાળો અથવા અનાદરવાળો થતો નથી; કારણકે સર્વે નયો સાપેક્ષ વૃત્તિવાળા છે— એવા પૂર્વોકત લક્ષણવાન્ મહા વિમલ બોધવાળા સાધુ, મધ્યસ્થ છે— અપક્ષપાતપણાએ કરીને તત્વની પરીક્ષા કરનાર છે-એમ સમજવું. પણ એક નય પક્ષી મધ્યસ્થ થઇ શકે નહીં.

**स्वस्वकर्मकृतावेशाः स्वस्वकर्मभुजो नराः ।**
**न रागं नापि च द्वेषं मध्यस्थस्तेषु गच्छति ॥ ४ ॥**

શબ્દાર્થ—સર્વ પ્રાણીઓ પોતાના કર્મકૃત આવેશવાળા છે, અને પોતાના કર્મ ભોગવે છે. તેમની પ્રત્યે મધ્યસ્થ પુરૂષ રાગદ્વેષ ધરતો નથી.

વિવેચન—દરેક પ્રાણી પોતાના શુભાશુભ પ્રવર્તન પરિણામથી થયેલા જે કર્મો, તેથી કરેલા આવેશવાળા છે—ભૂતના વળગાડની જેમ પરવશ છે-અને પોતાના કર્મના શુ-

ભાશુભ ફલ ભોગવે છે—વેદે છે. ઉક્ત લક્ષણવાળા પ્રાણીઓ પ્રત્યે મધ્યસ્થ, પ્રેમભાવ અથવા અરૂચિભાવ ધરતો નથી. સર્વ જીવોની સાથે પોતાના અનંત ભવોથી થયેલ શત્રુમિત્ર સંબંધનું અવધારણ કરીને આ ભવમાં પણ અલ્પ કાલનો સમાગમ જાણીને ઇષ્ટઅનિષ્ટ પક્ષનો પરિહાર કરી સમવૃત્તિથી રહે છે.

मनः स्याद् व्यापृतं यावत् परदोषगुणग्रहे ।
कार्यं व्यग्रं वरं तावन् मध्यस्थेनात्मभावने ॥ ९ ॥

**શબ્દાર્થ**—બીજાના દોષ અને ગુણના કથનમાં મન વ્યાપવા લાગે તે પહેલાંજ, મધ્યસ્થ પુરૂષે આત્મભાવમાં મગ્ન થવું બહેતર છે.

**વિવેચન**—આત્માથી ભિન્ન પદાર્થોના ગુણ—વિનય, વિજ્ઞાન, સૌજન્ય, સુરૂપ, કૃતજ્ઞતાદિ, અને દોષ—અજ્ઞાન, દૌર્જન્ય, કુરૂપ, કૃતઘ્નતાદિ–ના ચિંતનમાં, અથવા કથનમાં, પ્રવર્તન કરવાને મન જ્યારે અભિમુખ થાય ત્યારે પ્રવર્તન કર્યા પહેલાં–મધ્યસ્થે આત્માના ચિંતનમાં–આવરણવાળો મારો આત્મા આવરણરહિત ક્યારે થાય એવા વિચારમાં–વિશેષે કરીને મનને મગ્ન કરવું એ ઉત્તમ છે. પરચિંતા રાગાદિનો હેતુ છે; અને આત્મચિંતા પરમ સુખ આપનાર છે.

**विभिन्ना अपि पंथानः समुद्रं सरितामिव ।**

**मध्यस्थानां परंब्रह्म प्राप्नुवन्त्येकमक्षयम् ॥ ६ ॥**

શબ્દાર્થ—સરિતાઓના ભિન્ન માર્ગો જેમ એક સમુદ્ર પ્રાપ્ત કરેછે તેમ મધ્યસ્થોના ભિન્ન માર્ગો એક અક્ષય પરબ્રહ્મ પ્રાપ્ત કરે છે.

વિવેચન—પક્ષપાત રહિત તત્વદર્શી મધ્યસ્થના માર્ગ જોકે વસ્તુ ધર્મે કરીને મતભેદથી પૃથક્ભૂત છે–સર્વ મતના ભેદથી થયેલા પ્રવાહો ભિન્ન છે–તો પણ પરબ્રહ્મ એટલે સર્વ ઉપાધિરહિતપણાએ કરીને સર્વોત્કૃષ્ટ બ્રહ્મ સ્વરૂપ પ્રાપ્ત કરે છે. તે બ્રહ્મસ્વરૂપ કેવું છે તે કહે છે. **एकम्** એટલે એક આકાર-રૂપ-વાળું અને વળી અક્ષય-નાશવંત નહીં તે, સાદિ અનંતવાળું. ત્યાં દૃષ્ટાંત કહે છે કે સર્વે નદીઓ જેમ એક સમુદ્રને મળે છે તેમ મધ્યસ્થના સર્વ મત ભેદથી થયેલા માર્ગો પૂર્ણ બ્રહ્મને વિષે પ્રવેશ કરે છે.

**स्वागमं रागमात्रेण द्वेषमात्रात्परागमम् ।**

**नश्रयामस्त्यजामोवा किंतु मध्यस्थया दृशा ॥ ७ ॥**

શબ્દાર્થ—રાગ માત્રથી અમારા આગમનો સ્વીકાર કરતા નથી, અને દ્વેષ માત્રથી બીજાના આગમોનો ત્યાગ

કરતા નથી. પરંતુ તત્ત્વ પરીક્ષાથી તત્ત્વભૂતનું ગ્રહણ કરીએ છીએ, અને અતત્ત્વભૂતનો ત્યાગ કરીએ છીએ.

**વિવેચન**—અમારા સર્વે પૂર્વાચાર્યોએ આ આગમને માન્ય ગણ્યું છે, એવા વગર વિચાર્યા પ્રેમને લીધે જૈનસિદ્ધાંતમાં આસ્તિક્ય કરતા નથી. અથવા અમારા ધર્મના પ્રતિપક્ષભૂત પરાગમથી શું ? એવા વિચાર વગરના અનાદરથી જૈન સિવાય અન્ય મતોના શાસ્ત્રોનો પરિહાર કરતા નથી. પરંતુ તત્ત્વપરીક્ષાવાળી દૃષ્ટિએ યથાર્થ વાદપણું જોઈને આશ્રય કરીએ છીએ, અને અતત્ત્વભૂતનો ત્યાગ કરીએ છીએ. કહ્યું છે કે.

( હરિભદ્રસૂરિજી )

**पक्षपातो न मे वीरे न द्वेषो कपिलादिषु ।**
**युक्तिमद्वचनं यस्य तस्य कार्यः परिग्रहः ॥**

( હેમચંદ્રાચાર્ય )

**न श्रद्धयैव त्वयि पक्षपातो न द्वेषमात्रादरुचिः परेषु ।**
**यथावदाप्तत्वपरीक्षया तु त्वामेव वीरप्रभुमाश्रयेम ॥**

**मध्यस्थया दृशा सर्वेष्वपुनर्बंधकादिषु ।**
**चारिसंजीवनीचारन्यायादाशास्महे हितम् ॥ ८ ॥**

**શબ્દાર્થ**—સર્વે અપુનર્બંધકાદિકને વિષે મધ્યસ્થ દૃષ્ટિએ, ચારિસંજીવની ચારન્યાયકલ્યાણુની આશા રાખીએ છીએ.

**વિવેચન**—રાગ અને દ્વેષ ભાવથી દૂર રહેનારી, જગત તત્વના ભાવને ગ્રહણુ કરનારી, નેત્રે કરીને અમે કલ્યાણુની આશા રાખીએ છીએ. અપુનર્બંધક એટલે તીવ્ર ભાવથી જે પાપ કરતો નથી. એક પુદ્ગલપરાવર્તન જેટલો સંસાર જેનો બાકી છે–આદિ પદે કરીને માર્ગાભિમુખ ( માર્ગને ઇચ્છનાર), માર્ગાપતિત (માર્ગમાં ઉતરેલા), અવિરતિ સમ્યગ્દૃષ્ટિ, દેશવિરતિ અને સર્વવિરતિ આદિનું ગ્રહણુ કરવું. તે સર્વે પૂર્વોકત ભેદમાં રહેલાના ગુણ વૃદ્ધિ અને દીર્ઘ દુર્ગતિની નિવૃત્તિરૂપ કલ્યાણુની પ્રાપ્તિની વાંછા રાખીએ છીએ. અમે નહીં જાણેલા એવા પણુ શુદ્ધ મોક્ષમાર્ગમાં મોક્ષ આરાધકપણું માનીએ છીએ. કયા ન્યાયથી આશા રાખીએ છીએ તે કહે છે. ચારિસંજીવની ચાર ન્યાય. એટલે વૃષભરૂપ થઈ ગયેલ પોતાના ભર્તારને ચરાવનાર સ્ત્રીએ ઔષધ નહીં જાણુવા છતાં તેના મુખમાં ઔષધ મૂકયું તે ન્યાયે કરીને. તે ન્યાય આ પ્રમાણે છેઃ–એક પુરૂષને બે સ્ત્રી હતી. તેમાંની મોટી સ્ત્રીએ અમુક ઔષધના પ્રચારથી પોતાના ભર્તારને બળદ બનાવી દીધો. નાની સ્ત્રી તેને વનમાં ચરાવતી હતી. એકદા

બળદરૂપ પોતાના ભર્ત્તારને વનમાં ચરાવતાં તે સ્ત્રી રૂદન કરે છે; તે વખતે આકશમાં વિદ્યાધર યુગલ વિમાનમાં બેસી ચાલ્યાં જાય છે. વિદ્યાધરી તે સ્ત્રીનો કલ્પાંત શ્રવણ કરી વિદ્યાધર પ્રત્યે પૂછે છે કે હે સ્વામી, આ સ્ત્રી શા માટે રૂદન કરે છે. વિદ્યાધર ખરી હકીકત બતાવે છે. ત્યારે તે વિદ્યાધરીને તે સ્ત્રી ઉપર દયા આવવાથી પૂછે છે કે હે નાથ, આના દુઃખનો અંત આવે એવો કાંઇ ઉપાય છે ? વિદ્યાધરે ઉત્તર આપ્યો કે જે વડની નીચે તે સ્ત્રી ઉભી છે તેની પાસેજ પડેલી ઔષધિ ચરાવે તો તુરત તે બળદ પુરૂષરૂપ પ્રાપ્ત કરે. આમ કહેતાં તે વિમાન ચાલ્યું ગયું. પેલી સ્ત્રીએ વિચાર્યું કે આટલી બધી ઔષધિઓ મારી પાસે પડેલી છે તેમાંથી કઇ ચરાવવાથી ઇચ્છિત લાભ થશે, તે નહીં જાણવાથી સર્વ ઔષધિનો ચારો કરાયો. અને તેની અંદર પેલી સંજીવની પણ આવી ગઇ તેથી તે બળદનો પુરૂષ થયો. અહીંઆ ઉપનય કહે છે. પુરૂષ કહ્યો તે આત્મા, જીવ, વૃષભ બનાવર સ્ત્રી તે કુમતિ, અશુદ્ધ ચેતના. અને ફરીથી પુરૂષ કર્યો તે સુમતિ, શુદ્ધ ચેતના. વિદ્યાધર તે ગુરૂ, અને વિદ્યાધરસ્ત્રી તે દયા, વટવૃક્ષ તે મનુષ્ય ગતિ. સંજીવનીનો ચારો કર્યો તે મધ્યસ્થ દૃષ્ટિ—ચેતનાને વિષે વર્ત્યો. અને ફરીથી પુરૂષ થયો તે સકલ ગુણનું ભાજન થયો.

---

## निर्भयाष्टकम् ॥ १७ ॥

**यस्य नास्ति परापेक्षा स्वभावाद्वैतगामिनः ।**
**तस्य किं न भयभ्रान्तिक्लान्तिसंतानतानवम् ॥ १ ॥**

**શબ્દાર્થ**—અભેદ સ્વાભાવને વિષે પ્રવર્તનશીલ જેને પર અપેક્ષા નથી તેને ભય, ભ્રાંતિ અને કલાંતિના પ્રવાહની તનુતા શું થતી નથી ?

**વિવેચન**—સ્વકીય-નિજ-ભાવથી અભેદ ગમનશીલ છે એવા વક્ષ્યમાણ ગુણે કરીને યુકત, જેને પર એટલે આત્માથી ભિન્ન પદાર્થોથી-દેહ, વિષયાદિથી સુખાદિની-આકાંક્ષા નથી, એવાને ભય એટલે આલોકાદિ સાત પ્રકારનો ત્રાસ, ભ્રાંતિ એટલે વિષયાદિમાં સુખપ્રાપ્તિ આદિ ભ્રમ, અને કલાંતિ એટલે સાંસારિક પ્રવર્તનમાં પીડા થાય તે, તે ત્રણની પરંપરા-પ્રવાહ-તેની તનુતા-સ્વલ્પતા-શું નથી થતી? અર્થાત્ થાય છે.

**भवसौख्येन किं भूरिभयज्वलनभस्मनाम् ।**
**सदा भयोज्झितं ज्ञानं सुखमेव विशिष्यते ॥ २ ॥**

શબ્દાર્થ—અત્યંત ભયરૂપી અગ્નિની ભસ્મરૂપ સંસારસુખથી શું? સદા પૂર્વોકત ભય જેણે તજ્યો છે એવું જ્ઞાનજ સર્વથી અધિક સુખ છે.

**વિવેચન**--ઈહલોક, પરલોક જે પ્રચુર ભય તે રૂપી સુખનું જ્વલન કરવાને વન્હિ. તેથી થયેલી ભસ્મ, રક્ષા, તે ભસ્મરૂપ સંસારનાં સુખથી શું? અર્થાત્ કાંઇજ નહીં. કારણકે ભય આનંદનું શોષણ કરે છે માટે નિઃસ્વાદનીય છે. પૂર્વોકત ભયનો જેને વિષે ત્યાગ છે એવું નિજ સ્વરૂપનું આવેદન કરનાર જ્ઞાનઆનંદરૂપ સુખ, સર્વ સુખથી અધિક છે. કારણકે તેજ એક સુખ રૂપે વધે છે.

**न गोप्यं क्वापि नारोप्यं हेयं देयं च न क्वचित् ।**

**क्व भयेन मुनेः स्थेयं ज्ञेयं ज्ञानेन पश्यतः ॥ २ ॥**

**શબ્દાર્થ**—જે મુનિને કાંઈ ગોપ્ય નથી, આરોપ્ય નથી, હેય નથી, દેય નથી, અને જ્ઞાને કરીને જ્ઞેયને જાણેછે, તેવા મુનિની સ્થિતિ ભયવાળી છે ?

**વિવેચન**—મુનિ એટલે પરમાત્મભાવપ્રાપ્તિના ઉપાયને વિષે જેનું પ્રવર્તન છે તે સાધુને શહેરમાં અથવા અરણ્યમાં, દિવસે, તેમજ રાત્રિએ, કાંઈ ગોપ્ય નથી-કોઇ વસ્તુ વસ્ત્રાદિથી સંતાડવાની નથી-બીજાઓ તે વસ્તુનું હરણ કરે એવો તેનો સ્વભાવ નથી. આરોપ્ય એટલે બીજા સ્થાનમાં મુકવાનું પણ કાંઈ નથી. સ્વભાવ ધર્મનું અન્યત્ર લઇ જવું અશકય છે. સ્વભાવમાંથી કાંઇ તજવા યોગ્ય નથી, તેમજ

બીજાને દેવા યોગ્ય કાંઇ નથી. જ્ઞેય વસ્તુને સ્વઅનુભવ બો-ધથી જોતાં સાધુની સ્થિતિ કયા પૂર્વોક્ત ભયવાળી છે? અ-ર્થાત્ તેમને કોઇ જગ્યાએ ભય નથી.

एकं ब्रह्मास्त्रमादाय निघ्नन् मोहचमुं मुनिः ।
बिभेति नैव संग्रामशीर्षस्थ इव नागराट् ॥ ४ ॥

શબ્દાર્થ—એક બ્રહ્માસ્ત્રને લઇને મોહના સૈન્યને હણતા મુનિ, યુદ્ધને મોખરે ઉભેલા હસ્તીની જેમ બ્હિતા નથી.

વિવેચન—ધર્મરૂપી ધનવાળા સાધુ બીજાં સર્વ શસ્ત્રો તજીને એક શુદ્ધજ્ઞાનરૂપ શસ્ત્ર ધારણ કરી, મોહના-મોહની યાદિ સર્વ કર્મના-સકલ સૈન્યનો નાશ કરતાં ભય પામતા નથી. જેમ યુદ્ધના અગ્ર ભાગમાં સ્થિત થયેલો ગજરાજ ત્રાસ પામતો નથી તેમ મુનિ પણ ભીમ પરિષહ અને ઉપસર્ગથી ત્રાસ પામતા નથી. બ્રહ્મ સ્વરૂપના આવેદનમાં જેનું ચિત્ત લીન થયું છે તે દેહપીડા જાણતા નથી.

मयुरीज्ञानदृष्टिश्चेत् प्रसर्पति मनोवने ।
वेष्टनं भयसर्पाणां न तदानंदचंदने ॥ ५ ॥

શબ્દાર્થ—મનરૂપી વનમાં જ્ઞાનદૃષ્ટિરૂપી મયુરી વિલા-સ કરતે સતે, આનંદરૂપી ચંદનને વિષે ભયરૂપી સર્પનું વેષ્ટન નથી.

વિવેચન—હે આત્મા, જો મનરૂપી આરામમાં, શુદ્ધ ચૈતન્યના સ્વરૂપની અનુયાયી જ્ઞાનની પરિણતિરૂપ મયુરી-કેલ-વિલાસ કરે છે તો, પરમ પ્રમોદરૂપ ચંદન વૃક્ષને વિષે પૂર્વોકત ભયરૂપી સર્પોનું પરિવેષ્ટન થતું નથી ભાવાર્થ એ છે કે સ્વસ્વરૂપ અવિનાશી છે એવો નિર્ધાર જેણે કર્યો છે તેને ભયનો અભાવ છે. ચંદન વૃક્ષ સર્પોનું સાધારણ આશ્રમ સ્થાન-વિહારસ્થાન-છે અને મયુરમયુરીનો સ્વર સંભળાતાં-જ સ્વાભાવિક વૈરને લીધે નાશી જાય છે.

**कृतमोहास्त्रवैफल्यं ज्ञानवर्म बिभर्ति यः ।**
**क्व भीस्तस्य क्व वा भंगः कर्मसंगरकेलिषु ॥ ६ ॥**

શબ્દાર્થ—મોહના શસ્ત્રનું જેણે વૈફલ્ય કર્યું છે એવા જ્ઞાનવાચકને જે ધારણ કરે છે તેને, કર્મયુદ્ધની ક્રીડામાં ભય કયાંથી હોય, અને પરાજય કયાંથી હોય ?

વિવેચન—કામ, ક્રોધ, હર્ષ, શોક, અરતિ, અજ્ઞાન, ભય અને જુગુપ્સાદિ જે મોહનીય કર્મના શસ્ત્રો છે તેને જેણે નિષ્ફલ કર્યાં છે-શકિત વિનાનાં કરી દીધાં છે- અને સ્વપરના જ્ઞાન રૂપી કવચ-બખ્તર-પોતાના શરીર ઉપર ધારણ કર્યું છે-યથાર્થ જ્ઞાન જેને પ્રાપ્ત થયું છે, એવા ગુણવાનને જ્ઞાનાવરણાદિ કર્મોની સાથે થતા યુદ્ધમાં જે દુઃખ,

આઘાત રૂપી ક્રીડા કરવી તેમાં શું ભય છે ? અથવા પરાજય છે ? જ્ઞાનના ઉદયથી સર્વ ભયનો નાશ થયો છે.

**तूलवल्लघवो मूढा भ्रमन्त्यभ्रे भयानिलैः ।**
**नैकं रोमापि तै र्ज्ञानगरिष्ठानां तु कंपते ॥ ७ ॥**

**શબ્દાર્થ**—રૂ જેવા હલકા મૂઢ ( અજ્ઞાની ) ભયરૂપી પવને કરીને ગગનમાં ભમે છે. તે ભયથી જ્ઞાનગરિષ્ઠનું એક રોમ પણ કંપાયમાન થતું નથી.

**વિવેચન**—અજ્ઞાની પુરૂષો આકડાના રૂની જેલ હલકા છે, અને તેથી પૂર્વોકત ભયરૂપી પવને કરીને સકલ લોકાકાશ-રૂપી ગગનમંડલમાં વિવિધ જન્મરૂપ એક સ્થાનથી બીજા સ્થાનમાં ભ્રમણ કરે છે. પરંતુ પૂર્વોક્ત જ્ઞાને કરીને જે ગરિષ્ઠ છે—ભારે છે-વિશાલ બોધે કરીને અતિ મહાન્ છે, તેઓનું એક રોમ પણ-જીવપ્રદેશ પણ-પૂર્વોક્ત ભયથી કંપતું નથી.

**चित्ते परिणतं यस्य चारित्रमकुतोभयम् ।**
**अखंडज्ञानराज्यस्य तस्य साधोः कुतो भयम् ॥ ८ ॥**

**શબ્દાર્થ**—ભયરહિત ચારિત્ર જેના ચિત્તમાં વ્યાપ્યું છે એવા અખંડ જ્ઞાનરાજ્યવાળા સાધુને કયાંથી ભય હોય ?

**વિવેચન**—જેને વિષે કાંઈ ભીતિ નથી-જેમાં સકલ વિભાવની નિવૃત્તિ થઇ છે એવું ચારિત્ર જે ભવ્ય પુરૂષના

મનમાં—સકલ આત્મપ્રદેશમાં-અંગાંગીભાવ થયું છે એવા, જેનું જ્ઞાન રાજ્ય-સ્વભાવ અનુયાયી રાજ્ય-મિથ્યાત્વાદિથી અદૂષિત છે, એવા સાધુને કોનાથી ભય હોય ? અર્થાત્ કોઈ કારણથી ભય હોય નહીં.

---

## अनात्मशंसाष्टकम् ॥ १८ ॥

**गुणैर्यदि न पूर्णोऽसि कृतमात्मप्रशंसया ।**
**गुणैरेवासि पूर्णश्चेत् कृतमात्मप्रशंसया ॥ १ ॥**

**શબ્દાર્થ**—ગુણોએ કરીને જો સંપૂર્ણ નથી તો આત્મપ્રશંસા શું કામની છે ? અને ગુણોથી સંપૂર્ણ હોતો આત્મપ્રશંસા શું કામની છે ?

**વિવેચન**—ગુણ તે પરમોત્કર્ષ જ્ઞાન, દર્શન, ત્યાગ, વૈરાગ્ય, ક્ષમા, વિનય, ઔદાર્ય, ધૈર્ય, ગાંભીર્ય વગેરે-તેથી જે પૂર્ણ નથી, બાહ્ય અને અભ્યંતર શત્રુઓને જીતવાથી પ્રાપ્ત ગુણોને લીધે જો સંપૂર્ણ નથી, તો પોતાની સ્તુતિ કરવાથી શું લાભ ? હું જ્ઞાની છું, હું ધનવાન છું, હું વિનીત છું, એ પ્રમાણે પોતાની સ્તુતિ કરવી અથવા બીજા પાસેથી સાંભળવી તેથી શું લાભ ? તે કાંઈ ગુણની વૃદ્ધિનું કારણ

નથી માટે વ્યર્થ છે એમ સમજવું. પૂર્વોક્ત ગુણોએ કરીને યુક્ત છે તો પછી આત્મપ્રશંસાથી પણ શું લાભ ? તે-વિનાપણ ગુણોની પૂર્ણતાની સિદ્ધિ છે માટે તેનું કાંઇ પ્રયોજન નથી. તેથી એ સિદ્ધ થયું કે ગુણવાન્‌ને પણ પ્રશંસા-કામની નથી; અને નિર્ગુણીને પણ કામની નથી.

**श्रेयोद्रुमस्य मूलानि स्वोत्कर्षांभःप्रवाहतः ।**

**पुण्यानि प्रकटीकुर्वन् फलं किं समवाप्स्यसि ॥ २ ॥**

**શબ્દાર્થ**—પવિત્ર કલ્યાણરૂપી વૃક્ષના મૂળોને પોતાના ઉત્કર્ષરૂપી જલપ્રવાહથી પ્રગટ કરતો શું ફલ પામીશ ?

**વિવેચન**—શ્રેય એટલે અતિશય પ્રશસ્ય સકલ ક-કલ્યાણના હેતુ ધર્મ; અથવા મોક્ષ. તે રૂપી મોટાં ફલ આપનાર વૃક્ષનાં મૂળને, પોતાની પ્રશંસારૂપી જલના પ્રવાહથી પ્રગટ કરતો-વૃક્ષનાં મૂળ જે મટોડી આદિથી આચ્છાદિત છે તેને ભૂમિની બહાર કાઢવાની જેમ, પોતાના સુકૃતોને બહાર પ્રશંસાથી પ્રસિદ્ધ કરતો કયા ફલને પામીશ ? કાર્યસિદ્ધિ કરનારા પુણ્યાનુબંધાદિ પ્રાપ્ત કરીશ ? અર્થાત્ એક પણ નહીં.

**आलंबिता हिताय स्युः परैः स्वगुणरश्मयः ।**
**अहो स्वयं गृहीतास्तु पातयन्ति भवोदधौ ॥ २ ॥**

**શબ્દાર્થ**—સ્વગુણરૂપી દોરડાનું આલંબન બીજા કરે તો તેના હિતને માટે છે. પરંતુ જો પોતેજ ગ્રહણ કરે તો ભવ સમુદ્રમાં પડે છે.

**વિવેચન**—પોતાના ગુણો-જ્ઞાનાદિ ધર્મોનું પોતાનાશિ-વાય બીજા માણસો આલંબન કરે, સ્તુતિ રૂપે ગ્રહણ કરે તો તે ગુણના કિરણો-રજ્જુઓ-બીજાના હિતને માટે થાય છે. પરંતુ એ એક આશ્ચર્ય છે કે જો પોતેજ પોતાના ગુણનુ ગ્રહણ કરે-પોતાની સ્તુતિ કરે તો સંસાર સમુદ્રમાં પડે છે. સ્વગુણનું આલંબન પોતાના આધારભૂત આત્માને ડુબાવી દેછે. નદીના પૂરમાં તરતો પોતાના એક હાથથી બીજા હાથને પકડે તો ડુબી જાય છે તેમ આ પણ ડુબી જાય છે. કહ્યું છે કેઃ—

**न सौख्यसौभाग्यकरान्नृणांगुणाः**
**स्वयं गृहिता सुदृशां कुचाविव ।**
**परैर्गृहिता द्वयमेव तन्वते**
**न तेन गृह्णन्ति बुधा निजान् गुणान् ॥**

**उच्चत्वदृष्टिदोषोत्थस्वोत्कर्षज्वरशांतिकम् ।**

**पूर्वपुरुषसिंहेभ्यो भृशं नीचत्वभावनम् ॥ ४ ॥**

શબ્દાર્થ—પૂર્વે જે મહાપુરૂષો થયેલા છે તેનાથી પોતાનું અત્યંત નીચત્વ ભાવવું તે, ઉચ્ચત્વ ( અહંકાર ) દૃષ્ટિદોષથી થયેલા પોતાના ઉત્કર્ષરૂપી તાવની શાંતિને માટે છે.

વિવેચન—જ્ઞાન, રૂપ, બળ, કુળ, જાતિ, સમૃદ્ધિ આદિ ગુણોથી પોતાને મોટા માનવું-તેના કરતાં હું વધારે જ્ઞાની છું-એ રૂપ ક્રૂર લોકની નજર પડવાથી થયેલ પોતાના ગર્વરૂપ જ્વરની શાંતિનું કારણ શું છે તે કહે છે. પૂર્વ કાળે થયેલા પુરૂષ પ્રધાન, શૌર્ય, ધૈર્ય, ગાંભીર્યાદિ અનંત ગુણવાળા ગૌતમ, સુધર્મા આદિ, તેના કરતાં પોતાનું અત્યંત નીચત્વ ભાવવું-હું તેઓના કરતાં ઘણોજ હીન છું એવું ચિંતવવું અહો સકલ શ્રુતના પારંગત તપવીર્યવાન્, સર્વ લબ્ધીવાળા ગૌતમાદિ કયાં, અને સર્વ શકિતથી હીન એવો હું કયાં. આવું ચિંતન કરવું તે જ્વરની શાંતિને માટે છે તેથી મદજ્વર મટી જાય છે.

ઉપાધ્યાયજી મહારાજ અઢાર પાપસ્થાનકની સઝાયમાં માનાની સઝાયને વિષે આવોજ વિચાર બતાવે છે.

ઉચ્ચભાવ દ્દગ દોષે મદજ્વર આકરો,
હોય તેહનો પ્રતિકાર કહે મુનિવર ખરો ।
પૂર્વપુરૂષ સિંધુરથી લઘુતા ભાવવું,
શુદ્ધ ભાવન તે પાવન શિવ સાધન નવું ॥ ૩ ॥

ચિદાનંદજી મહારાજ પણ કહે છે. જુઓ પદ સત્તાવીશમું,

**રાગ બિહાગ વા ટોડી.**

લઘુતા મેરે મન માની, લઇ ગુરૂગમ જ્ઞાન નિશાની ॥ લઘુ૦ ॥
એ આંકણી.

મદ અષ્ટ જિનોને ધારે, તે દુરગતિ ગયે બિચારે;
દેખો જગતમેં પ્રાની, દુઃખ લહત અધિક અભિમાની ॥ લઘુ૦ ૧ ॥
શશી સૂરજ બડે કહાવે, તે રાહુ કે બસ આવે;
તારા ગણ લઘુતા ધારી, સ્વર ભાનુ ભીતિ નિવારી ॥ લઘુ૦ ૨ ॥
છોટી અતિ જોયણ ગંધી, લહે ખટરસ સ્વાદ સુગંધી;
કરટી મોટાઈ ધારે, તે છાર શીશ નિજ ડારે ॥ લઘુ૦ ૩ ॥
જબ બાલચંદ્ર હોઈ આવે, તબ સહુ જગ દેખણ ધાવે,
પૂનમદિન બડા કહાવે, તવ ખીણ કલા હોય જાવે ॥ લઘુ૦ ૪ ॥
ગુરૂવાઇ મનમેં વેદે, ઉપ શ્રવણ નાસિકા છેદે,
અંગ માંહે લઘુ કહાવે, તે કારણ ચરણ પૂજાવે ॥ લઘુ૦ ૫ ॥
શિશુ રાજધામમેં જાવે, સખી હિલમિલ ગોદ ખિલાવે,
હોય બડા જાણ નવિ પાવે, જાવે તો સીસ કટાવે ॥ લઘુ૦ ૬ ॥

અંતર મદભાવ વહાવે, તબ ત્રિભુવન નાથ કહાવે,
ઇમ ચિદાનંદ એ ગાવે, રહણી બિરલા કોઉ પાવે ॥ લઘુ ૦ ૭ ॥

**शरीररुपलावण्यग्रामारामधनादिभिः ।**

**उत्कर्षः परपर्यायैश्चिदानंदघनस्य कः ॥ ५ ॥**

**શબ્દાર્થ**—શરીર, રૂપ, લાવણ્ય, ગ્રામ, વાડી, ધનાદિ પરપર્યાયોથી ચિદાનંદઘન આત્માનો કયો ઉત્કર્ષ થાય ?

**વિવેચન**—આત્માથી ભિન્ન પુદ્ગલ પરમાણુઓનાં સુંદરત્વ અસુંદરત્વાદિ પરિણમન પરિણામ પર પર્યાય—રૂપ, બળવાન શરીર, સુંદર આકૃતિ, દેહની કાંતિ, નગરોનું સ્વામિત્વ, વાડીઓ, કાંચન, સ્ત્રી, પુત્ર, વસ્ત્ર, અલંકારોએ કરેલો અતિશય, તેથી જ્ઞાનાનંદમય થયેલા આત્માને શો ગુણ ? કંઈજ નહીં કારણ કે પરકીય ઉત્કર્ષની આત્મપક્ષમાં વ્યાપ્તિ નથી.

**शुद्धाः प्रत्यात्मसाम्येन पर्यायाः परिभाविताः ।**

**अशुद्धाश्चापकृष्टत्वान् नोत्कर्षाय महामुनेः ॥ ६ ॥**

**શબ્દાર્થ**—પ્રત્યેક આત્માને વિષે તુલ્ય દૃષ્ટિએ કરીને શુદ્ધ પર્યાયો જેણે જાણ્યા છે, એવા મહામુનિના ઉત્કર્ષ માટે અશુદ્ધ પર્યાય, અધમ હોવાથી, નથી.

વિવેચન—જે જ્ઞાની પુરૂષે, સકલ આવરણરહિત હોવાથી શુદ્ધ એવા જ્ઞાન, દર્શન, વીર્ય વિશેષ રૂપ આત્માના જે ધર્મો છે, તે પ્રત્યેક આત્માને વિષે તુલ્ય-અન્યૂનાધિક સંખ્યા પરિમાણપણાએ કરીને જાણ્યા છે, પોતાની બુદ્ધિમાં પરિણમાવ્યા છે, એવા મુનિનો ઉત્કર્ષ શેનાથી નથી તે કહે છે. અશુદ્ધ એટલે અનાત્મીયભાવપણાએ કરીને અને કર્મ પુદ્ગલ જનિતપણાએ કરીને દોષવાળા, સુરેંદ્ર, ચક્રવર્તી આદિ તેથી. કારણ બતાવે છે કે તે જગત્ જનોનું ઉચ્છિષ્ટ છે, અને જીવની સાથે સદા રહેતા નથી, માટે અધમ છે. આત્માની ઋદ્ધિએ કરીને સર્વતુલ્ય છે.

**क्षोभं गच्छन् समुद्रोऽपि स्वोत्कर्षपवनेरितः ।**
**गुणौघान् बुद्बुदीकृत्य विनाशयसि किं मुधा ॥ ७ ॥**

શબ્દાર્થ—તું સમુદ્ર પણ સ્વઉત્કર્ષના પવનથી પ્રેરિત, ક્ષોભ પામતો પરપોટા કરીને ગુણ સમૂહનો ફોકટ કેમ નાશ કરે છે?

વિવેચન—સ્વ એટલે પાતાલ કલશની પણ નીચે થએલ અતિશય પવન તેનાથી પ્રેરિત સમુદ્ર પણ, અગાધ જલસાગર પણ, ક્ષોભ પામતો ગુણ એટલે રસ-જળ-તેના સમૂહનો પરપોટા કરીને નિરર્થક નાશ કરે છે. તેમ (मुद्रया-

**सह वर्तते**) મુદ્રાએ સહિત-મુદ્રા એટલે મુનિનો વેષ અથવા ધનસંગ્રહ તે સહિત-એવો તું પણ આત્મપ્રશંસાથી થયેલ મદરૂપી પવનથી પ્રેરિત, ક્ષોભ એટલે ચિત્ત વિક્ષોભ પામતો જ્ઞાનાદિ ધર્મનો પરપોટા કરીને નિષ્ફલ કેમ વિનાશ કરેછે.

**निरपेक्षानवच्छिन्नानंतचिन्मात्रमूर्तयः ।**

**योगिनो गलितोत्कर्षापकर्षानल्पकल्पना ॥ ८ ॥**

**શબ્દાર્થ**—મદ અને દીનતાથી થયેલ મોટી મનોરથમાલા જેની નાશ થઇ છે એવા નિરપેક્ષ અને અનવચ્છિન્ન યોગીઓ અનંત જ્ઞાનમાત્ર મૂર્તિ થાય છે.

**વિવેચન**—ઉત્કર્ષ એટલે અધિકતા દૃષ્ટિથી થયેલ મદ અને અપકર્ષ એટલે હીનતાભાવ અવલોકન કરવાથી થયેલ દીનતા, તેનાથી ઉત્પાદિત મોટી વિકલ્પની શ્રેણી--મનોરથમાલા-તે જેની નાશ થઇ છે એવા, સકલ સુખ સ્વાધીન હોવાથી બીજાની આશા—આકાંક્ષા—જેને નથી, અને તેથી ક્ષેત્ર, કાળથી સ્થિત્યંતરની પ્રાપ્તિનો જેને અભાવ છે, એક રૂપ છે. એવા મુનિઓ અનંત એટલે સકલ જ્ઞેય વસ્તુનું જ્ઞાપક એવું જે જ્ઞાન તેજ જેની મૂર્તિ છે-સ્વરૂપ સ્થિતિનું રહેઠાણ છે એવા થાય છે. અર્થાત્ જ્ઞાનસ્વરૂપ થાય છે.

## तत्त्वदृष्टयष्टकम् ॥ १९ ॥

**रूपे रूपवती दृष्टि र्दृष्ट्वा रूपं विमुह्यति ।**

**मज्जत्यात्मनि नीरूपे तत्त्वदृष्टिस्त्वरूपीणी ॥ १ ॥**

**શબ્દાર્થ**—જેની દૃષ્ટિ રૂપવતી છે તે રૂપને જોઇને રૂપને વિષે મોહ પામે છે. અને જેની દૃષ્ટિ અરુપી તત્ત્વદૃષ્ટિ છે તે, નીરુપ આત્મામાં મગ્ન છે.

**વિવેચન**—રૂપવતી એટલે આકાર વર્ણ, ગંધ, રસ અને સ્પર્શપણું જેને છે તેવી જેની દૃષ્ટિ છે, ચર્મચક્ષુ છે, એવો, રૂપને–પુદ્‌ગલજનિત પ્રાકારાદિ ગઢ હવેલી પ્રમુખને જોઇને, રુપને વિષે સુરુપ આકાર વર્ણાદિમત્ સ્ત્રી, પુરુષ, શરિરાદિને વિષે વિવિધ પ્રકારે અજ્ઞાનથી થયેલી મૂર્છાએ કરીને ભ્રાંતિ પામે છે. પરંતુ જેની તત્ત્વદૃષ્ટિ છે, ઇંદ્રિયની અપેક્ષારહિત સ્વતંત્ર સાક્ષાત્ વસ્તુના સદ્‌ભાવનું વિલોકન કરવા સમર્થ છે, એવી જેની દૃષ્ટિ અરુપી છે, આકારવર્ણાદિમત્ત્વરહિત છે, જેની જ્ઞાનચક્ષુ છે, તે નિર્વિકાર ચિદાનંદ સ્વરૂપને વિષે મગ્ન થાય છે.

**भ्रमवाटी वहिर्दृष्टि र्भ्रमच्छाया तदीक्षणम् ।**

**अभ्रान्तस्तत्त्वदृष्टिस्तु नास्यां शेते सुखाशया ॥ २ ॥**

શબ્દાર્થ—જે બાહ્યદષ્ટિ છે તે ભ્રમની વાડી છે, અને તેનું અવલોકન ભ્રમની છાયા છે. સુખની ઇચ્છાવાળી અભ્રાંત તત્ત્વદષ્ટિ છે તે તેમાં શયન કરતી નથી.

વિવેચન—જેની દષ્ટિ અનાત્મીય છે. શરીર કુટુંબાદિ પદાર્થો પોતાના છે એમ જે જુએ છે તે દષ્ટિ, ભ્રમ એટલે મિથ્યાજ્ઞાન, અથવા ચિત્તની ભ્રાંતિ, તેની વાટિકા-નિવાસભૂમિ-જાણવી. તે દષ્ટિનું વિલોકન પૂર્વોક્ત ભ્રમની છાયાનું પ્રતિબિંબ છે, પરંતુ જે અભ્રાંત છે, ભ્રમણારહિત સત્યજ્ઞાનયુક્ત છે. એવી પરમાર્થદર્શી દષ્ટિ સુખની આશાએ કરીને તે ભ્રમભૂમિમાં અથવા તેની છાયામાં શયન કરતી નથી, ભ્રમ પ્રાપ્ત કરતી નથી, સર્વ નિર્ભ્રાંતજ જુએ છે. અર્થાત્ ભ્રમનો આશ્રય તત્ત્વદષ્ટિ કરે નહીં.

**ग्रामारामादिमोहाय यद्दृष्टं बाह्यया दृशा ।**

**तत्त्वदृष्ट्या तदेवांतर्नीतं वैराग्यसंपदे ॥ २ ॥**

શબ્દાર્થ—બાહ્યદષ્ટિથી જોયેલ ગ્રામ, આરામાદિ, મોહને માટે છે. તત્ત્વદષ્ટિએ સમાલોચિત તેજ વસ્તુઓ વૈરાગ્યપ્રાપ્તિને માટે છે.

વિવેચન—આકારાદિ દર્શનને વિષે પ્રવૃત્ત થયેલી દષ્ટિએ કરીને શુભાશુભ અનુકૂલ, પ્રતિકૂલ નગર, વાડીઓ;

ગજ, અશ્વ, વસ્ત્રાલંકારો જોવાં તે અજ્ઞાનરૂપ જડભાવની વૃદ્ધિને માટે છે. જ્ઞાનદૃષ્ટિએ કરીને તેજ વસ્તુઓ સમાલોચે તો વૈરાગ્યની સમૃદ્ધિ-પ્રાપ્તિ-ને માટે થાય છે.

बाह्यदृष्टेः सुधासारघटिता भाति सुंदरी ।
तत्त्वदृष्टेस्तुसा साक्षाद्विण्मूत्रपिठरोदरी ॥ ४ ॥

**શબ્દાર્થ**—બાહ્ય દૃષ્ટિએ જોતાં સુંદરી સુધાસારથી બનાવેલી ભાસેછે. પણ તત્ત્વદૃષ્ટિથી જોતાં સાક્ષાત્ વિષ્ટા અને મૂત્રના સ્થાનરૂપ ઉદરવાળી ભાસે છે.

**વિવેચન**—મનોહર જેનું રૂપ છે એવી દેવી અથવા માનુષી સ્ત્રી, અમૃતના સત્ત્વથી રચેલ હોય તેમ બાહ્યદૃષ્ટિએ ભાસેછે. પરંતુ તત્ત્વદૃષ્ટિએ કરીને જોતાં પ્રત્યક્ષ વિષ્ટારૂપ મળમૂત્રના સ્થાનરૂપ, જેનું ઉદર છે, એવી ભાસેછે. તત્ત્વદૃષ્ટિથી જોઇએ ત્યારેજ વસ્તુના સત્ય સ્વરૂપનું ભાન થાય છે.

लावण्यलहरीपुण्यं वपुः पश्यति बाह्यदृक् ।
तत्त्वदृष्टिः श्वकाकानां भक्ष्यं क्रमिकुलाकुलम् ॥ ५ ॥

**શબ્દાર્થ**—બાહ્યદૃષ્ટિ શરીરને લાવણ્યના તરંગથી પવિત્ર જુએછે; પરંતુ તત્ત્વદૃષ્ટિ તેજ શરીરને કૃમિના સમૂહથી ભરેલ, શ્વાન અને કાગડાનું ભક્ષણ છે એમ જુએ છે.

વિવેચન—જેની બાહ્યદૃષ્ટિ છે તે શરીરને લાવણ્ય એટલે કાન્તિનું સૌન્દર્ય તેના તરંગોએ કરીને પવિત્ર જુએ છે. અહો ! આનું શરીર કેવું શોભાયમાન છે એમ જુએ છે. પરંતુ જેની અંતર્દ્રષ્ટિ છે, તે લાવણ્યલહરીના પુણ્યે કરીને શોભાયમાન તેજ શરીરને, કીડાઓથી ભરેલ, કાગડા અને કુતરાના ભાવિભોજનરૂપ જાણે છે.

**गजाश्वैर्भूपभुवनं विस्मयाय बहिर्दृशः ।**

**तत्राश्वेभवनात्कोऽपि भेदस्तत्त्वदृशस्तु न ॥ ६ ॥**

શબ્દાર્થ—હસ્તિઓ અને અશ્વોએ કરીને નૃપમંદિર બાહ્યદૃષ્ટિથી જોનારને વિસ્મય પમાડે છે. પરંતુ ગજ અને અશ્વના વનથી તેમાં તત્ત્વદૃષ્ટિવાળાને કાંઈ ભેદ લાગતો નથી.

વિવેચન—અતત્ત્વદૃષ્ટિથી જોઈએ તો હસ્તિ અને અશ્વોથી શોભિત નૃપમંદિર વિસ્મય પમાડે છે. અહો ! આ રાજા પુણ્યવાન છે જેણે આવી દુર્લભ વસ્તુઓ પ્રાપ્ત કરી છે. એવો પ્રમોદ ઉત્પન્ન કરે છે. પરમાર્થદર્શીને તે નૃપમંદિરમાં અને હસ્તિ અને અશ્વના ઉત્પત્તિસ્થાનભૂત વિંધ્યાચલ આદિ અટવીમાં કાંઈ ભેદ લાગતો નથી. કારણ કે રાજમંદિરમાં સ્થિત અને વનમાં સ્થિત હસ્તીઓ સમાન છે.

**भस्मना केशलोचेन वपुर्धृतमलेन वा ।**

**महान्तं बाह्यदृग्वेत्ति चित्साम्राज्येन तत्त्ववित् ॥ ७ ॥**

**શબ્દાર્થ**—બાહ્યદૃષ્ટિ, ભસ્મે કરીને, કેશલોચે કરીને, અથવા શરીર ઉપર રાખેલાં મલિન વસ્ત્રોએ કરીને મોટો માને છે. તત્ત્વ દૃષ્ટ, જ્ઞાન સામ્રાજ્યે કરીને ગરિષ્ઠ જાણે છે.

**વિવેચન**—બાહ્યદૃષ્ટિએ જોતાં કોણ મોટો, ગરિષ્ઠ, લાગે છે તે કહે છે. જે પુરૂષ શરીરપર ભસ્મ લગાવે છે, અથવા શરીર ઉપર ધારણ કરેલ પ્રસ્વેદથી થયેલ મેલ તેનાથી જેના વસ્ત્રો તથા ગાત્રો મલિન છે તેને ગુણગણવાળો પુરૂષોત્તમ છે એમ સમજે છે. પરમાર્થ ગ્રહણ કરવાથી અંતર્ગત ગુણ-રાશિ જોનારને જ્ઞાનના સામ્રાજ્યથી જે ગરિષ્ઠ છે તેજ પુરૂ-ષોત્તમ છે એમ જણાય છે.

**न विकाराय विश्वस्योपकारायैव निर्मिताः ।**

**स्फुरत्कारुण्यपीयुषवृष्टय स्तत्त्व दृष्टयः ॥ ८ ॥**

**શબ્દાર્થ**—વિસ્તારવાળી કરૂણારૂપી અમૃતની વૃષ્ટિને કરનારા તત્ત્વદૃષ્ટિ પુરૂષો વિશ્વના ઉપકારને માટે નિર્માણ થયેલા છે. પરંતુ વિકારને માટે નથી.

**વિવેચન—સ્ફુરત્** એટલે જાગ્રત સ્વાભાવથી વિસ્તાર પામતી કરૂણારસની પ્રચુરતા તે રૂપી અમૃતને વર્ષાવનારાં એવી જેની તત્ત્વદૃષ્ટિ છે તે, ત્રિભુવનના ઉપકારને માટે, સદ્‌જ્ઞાનનો ઉપદેશ કરવાને માટે છે. પરંતુ તે, ભ્રાંતિઅજ્ઞા-

નાદિરૂપ ચિત્તવિભ્રમને માટે અથવા બીજાના સંતાપને માટે નથી.

---

## सर्वसमृद्ध्यष्टकम् ॥ २० ॥

**बाह्यदृष्टिप्रचारेषु मुद्रितेषु महात्मनः ।**
**अंतरेवावभासन्ते स्फुटाः सर्वाःसमृद्धयः ॥ १ ॥**

શબ્દાર્થ—બાહ્યદૃષ્ટિના પ્રચાર નિરૂદ્ધ કર્યે સતે મહાત્માની સર્વે સમૃદ્ધિઓ આત્માને વિષે પ્રત્યક્ષ દેખાય છે.

**વિવેચન**—જે બાહ્યદૃષ્ટિનું સ્વરૂપ આગળ કહેવાવાં આવ્યું તેના પ્રચાર-આત્મ સ્વભાવથી ભિન્ન વિષયાંતરમાં સંચાર કરે એવું પ્રવર્તન, તેના પ્રકારો, નિરૂદ્ધ થયે સતે, સદ્ભાવને જાણનાર મહાપુરૂષની અશેષ સમૃદ્ધિઓ આત્માને વિષેજ સ્વઅનુભવથી પ્રત્યક્ષ દેખાય છે.

**समाधि नंदनं धैर्यं दंभोलिः समता शची ।**
**ज्ञानं महाविमानं च वासवश्रीरियं मुनेः ॥ २ ॥**

શબ્દાર્થ—સમાધિરૂપી નંદનવન, ધૈર્યરૂપી વજ્ર, સમતારૂપી શચી ( ઇંદ્રાણિ ), અને જ્ઞાનરૂપી વિમાન. આ સર્વે મહેન્દ્રને ભોગ્ય સંપત્તિ મુનિની છે.

**વિવેચન**—વાસવ એટલે મહેન્દ્ર તેને ભોગવવા લાયક વિમાનાદિ સંપત્તિઓ સર્વે યોગીશ્વરોને પણ છે તેનું સ્વરૂપ દર્શાવે છે. સમાધિ એટલે ત્રણ યોગની એકાગ્રતાએ કરીને નિજ સ્વરૂપમાં મગ્નતા. તે રૂપી રમણીય આરામ છે; ધૈર્ય એટલે પરિષહાદિ છતાં નિજ સ્વભાવમાં સ્થિર નિશ્ચલ પરિણામીપણું–તે રૂપી, કર્મ દૈત્યોનું નિકંદન કરવાને વજ્ર છે. સમતા એટલે સર્વત્ર ઇષ્ટાનિષ્ટ વિકલ્પના પરિહારે કરીને તુલ્યદર્શીપણું. તે રૂપી શચી–સ્વસ્વરૂપને સંગમ કરનારી, જ્ઞાનવચનોનો વિલાસ આપનારી, ઇંદ્રાણી છે. અને સ્વપર સ્વરૂપનો નિર્ધાર કરનાર જ્ઞાનરૂપી મહાન્ વિમાન છે.

**विस्तारितक्रियाज्ञानचर्मछत्रो निवारयन् ।**
**मोहम्लेच्छमहावृष्टिं चक्रवर्ती न किं मुनिः ॥ ३ ॥**

શબ્દાર્થ—ક્રિયા અને જ્ઞાનરૂપી ચર્મછત્ર જેણે વિસ્તાર્યું છે એવા, મોહરૂપી મ્લેચ્છની મહાવૃષ્ટિને નિવારતા મુનિ, ચક્રવર્તી કેમ ન હોય ?

**વિવેચન**—સમગ્ર સાધુના આચાર તે ક્રિયા, અને સમસ્ત વસ્તુ સદ્ભાવનો પ્રકાશ કરનાર જ્ઞાન તે રૂપી ચર્મરત્ન અને છત્રરત્ન જેણે વિસ્તાર્યું છે; અને મોહનીય કર્મરૂપી મ્લેચ્છ—ભક્ષ્યાભક્ષ્યના વિચારરહિત સર્વ અકાર્યના

કરનાર અને સતપુરૂષને ઉપદ્રવ કરનાર યવન--તેણે કરેલી કુવાસનારૂપ જલધારાનો પૂર્વોક્ત ક્રિયા અને જ્ઞાનથી નિષેધ કરનાર, યોગીશ્વર શું ચક્રવર્તી નથી ? અર્થાત્ તે ચક્રવર્તીજ છે એમ સમજવું. ચક્રવર્તીની પાસે ચર્મરત્ન અને છત્રરત્ન હોય છે. જ્યારે તે વૈતાઢય પર્વતનું ઉલ્લંઘન કરી મ્લેચ્છનો મુલક જીતવાને જાય ત્યારે મોટી નદીઓ રસ્તામાં આવે છે તે ઉતરવાને માટે ચર્મરત્ન પાથરે, અને તે એટલું વિશાળ થઇ જાય કે ચક્રવર્તીનું સકલ સૈન્ય તે ઉપર થઇને નદીને પેલેપાર ઉતરે છે. પછી મ્લેચ્છની સાથે ભારે યુદ્ધ થાય છે, મ્લેચ્છ રાજા પોતાના ઇષ્ટ દેવનું સ્મરણ કરે છે. જેથી તે દેવો ચક્રવર્તીના સૈન્યને હેરાન કરવા ઘણીજ ભારે વૃષ્ટિ કરે છે. તે વખતે ચક્રવર્તી છત્રરત્ન વિસ્તારે છે જેથી પોતાની સેનાને બિલકુલ અડચણ થતી નથી. છેવટે મ્લેચ્છનો પરાજય કરે છે. તે પ્રમાણે મુનિના સંબંધમાં ક્રિયારૂપી ચર્મરત્ન છે અને જ્ઞાનરૂપી છત્રરત્ન છે અને તેનો વિસ્તાર કરી મોહરૂપી મ્લેચ્છનો પરાજય કરે છે.

**नवब्रह्मसुधाकुंडनिष्ठाधिष्ठायको मुनिः ।**
**नागलोकेशवद् भाति क्षमां रक्षन् प्रयत्नतः ॥ ४ ॥**

**શબ્દાર્થ**--નવ પ્રકારના બ્રહ્મચર્યરૂપ અમૃત કુંડને વિષે

જેની સ્થિતિ છે, અને જે અધિષ્ટાયક છે, એવા મુનિ પ્રયત્નથી પૃથ્વીનું રક્ષણુ કરતા નાગલોકેશની જેમ પ્રકાશે છે.

વિવેચન—નવ પ્રકારનું બ્રહ્મચર્ય-સર્વ બ્રહ્મક્રિયાને દર્શાવનાર આચારાંગજીના નવ અધ્યયનને વિષે કહેલો આચાર તે રૂપ નવ અમૃત કુંડ છે જેને તે રૂપી, જન્માદિ સર્વ રોગને હણુનાર, અને સદુપાય દર્શાવનાર જ્ઞાનામૃતના કુંડોને વિષે જે સ્થિત છે, અને જે અધિષ્ટાયક છે, રક્ષણુ કરવાના સામર્થ્યયુક્ત છે. એવા યોગીશ્વર પ્રૌઢ ઉદ્યમે કરીને પૃથ્વીનું રક્ષણુ કરનાર પાતાલ લોકના સ્વામીની જેમ શોભે છે. અનંત નાગ નવસુધા કુંડનો સ્વામી છે, અને પૃથ્વીને ધારણુ કરે છે એવી લોકપ્રસિદ્ધિ છે.

मुनिरध्यात्मकैलासविवेकवृषभ स्थितः ।

शोभते विरतिज्ञप्तिगंगागौरियुतः शिव ॥ ५ ॥

શબ્દાર્થ—અધ્યાત્મરૂપી કૈલાસમાં વિવેકરૂપી વૃષભ ઉપર સ્થિત, અને વિરતિ તથા જ્ઞપ્તિરુપી ગંગા, ગૌરી, યુક્ત શિવ–મુનિ–શોભે છે.

વિવેચન—શુદ્ધ જ્ઞાન ક્રિયાત્મક અનુષ્ઠાનરૂપી કૈલાસ પર્વત–શિવના સ્થાનભૂત સ્ફટિકમય પર્વત. તેને વિષે વિવેકરૂપી વૃષભ પર સ્થિત થયેલ, અને વિરતિ

એટલે સકલ પરભાવથી વ્યાવૃત્તિરૂપ પરિણતિ; તે રૂપી ગંગા, તથા જ્ઞપ્તિ એટલે શુદ્ધ જ્ઞાનદશા, તે રૂપી ગૌરી, તેણે સમાલિંગિત, શિવરૂપ મુનિ વિરાજે છે.

ज्ञानदर्शनचंद्रार्कनेत्रस्य नरकच्छिदः ।

सुखसागरमग्नस्य किं न्यूनं योगिनो हरेः ॥ ६ ॥

**શબ્દાર્થ**—જ્ઞાન અને દર્શનરૂપી ચંદ્ર અને સૂર્ય નેત્ર-વાળા, નરકને કાપવાવાળા, સુખસાગરમાં મગ્ન, એના યોગિને વિષ્ણુ કરતાં કઈ ન્યૂનતા છે? શું ઓછું છે?

**વિવેચન**—જ્ઞાન એટલે વસ્તુનો વિશેષ સ્વભાવ ગ્રહણ કરનાર સ્યાદ્વાદ બોધ અને દર્શન એટલે સામાન્ય સ્વભાવગ્રાહી નિરાકાર બોધ તેરૂપી ચંદ્ર અને સૂર્ય નેત્રવાળા સાધુ. અને વળી સમ્યક્ પ્રકારે મોક્ષ પ્રાપ્ત કરવાના ઉપાયો સેવવાથી નરક ગતિને જે કાપી નાંખે છે—તત્પ્રાયોગ્ય કર્મ બાંધતા નથી—અને વળી પરમાનંદરૂપી ક્ષીરસાગરને વિષે મગ્ન છે, એવા યોગીશ્વરને વિષ્ણુ કરતાં કઈ ન્યૂનતા છે? વિષ્ણુ પણ ચંદ્રાર્ક નેત્ર કહેવાય છે. નરકાસુરનો છેદકછે, અને ક્ષીરસાગરમાં મગ્ન છે, એવી લોકપ્રસિદ્ધિ છે. માટે વિષ્ણુથી કઈ ન્યૂનતા મુનિને છે? અર્થાત્ કાંઈ ન્યૂનતા નથી.

**या सृष्टिर्ब्रह्मणो बाह्या बाह्यापेक्षावलंबिनी ।**
**मुनेः परानपेक्षांतर्गुणसृष्टि स्ततोऽधिका ॥ ७ ॥**

**શબ્દાર્થ**—બાહ્ય અપેક્ષાના અલંબનથી રચાયેલી બ્રહ્માની બાહ્ય-સૃષ્ટિ કરતાં, સાધુની પરઅપેક્ષારહિત, અબાહ્ય, ગુણની સૃષ્ટિ અધિકી છે.

**વિવેચન**—બાહ્ય એટલે અનાત્મીય પંચ મહાભૂતની અપેક્ષા-કાર્ય કારણ સંબંધ-તેનું અવલંબન કરે છે એવી તેના વિના કરી શકે નહીં એવી, લોકપ્રસિદ્ધ દેહ ઈંદ્રિયાદિરૂપ, નાશવંત, અસત્ય, એવી બ્રહ્માની સૃષ્ટિ છે. સાધુની સૃષ્ટિ કેવી છે તે કહે છે. પર એટલે માયાદિની અપેક્ષા કારણપણાએ કરીને જેમાં અપેક્ષા નથી, એટલે સ્વાધીન, એવી વળી અબાહ્ય-અવિનશ્વરી-વળી જ્ઞાનાદિ ધર્મોની સૃષ્ટિરચના છે તે બ્રહ્મસૃષ્ટિથી અધિક છે; કારણ કે તેમાં પરની અપેક્ષા નથી, અને વળી અવિનાશી છે.

**रत्नै स्त्रिभिः पवित्रा या स्रोतोभिरिव जाह्नवी ।**
**सिद्धयोगस्य साप्यर्हत्पदवी न दवीयसी ॥ ८ ॥**

**શબ્દાર્થ—ત્રણ સ્રોતથી ગંગાની જેમ રત્નત્રયથી પવિત્ર, સિદ્ધયોગ સાધુની અર્હત્પદવી પણ દૂર નથી.**

**વિવેચન**—યોગ એટલે જ્ઞાન, ક્રિયા, ધ્યાન, શાસ્ત્રભક્તિ, તે યોગ જેનો સિદ્ધ થયો છે એવા સાધની ત્રિભુવનને વિષે ત્રણ–સ્વર્ગ, પૃથ્વી અને પાતાલ–પ્રવાહે કરીને ગંગાની જેમ સમ્યક્ દર્શન જ્ઞાનચરિત્રે કરીને પવિત્ર, પૂજનીય, અર્હત્ પદવી–જિનેશ્વરપણાની પદવી–સુરેંદ્રશ્રેણીથી પૂજયતા, સમવસરણની રચના, અષ્ટ પ્રાતિહાર્યાદિથી વિરાજીત, એવી પદવી પણ દૂરવર્તી નથી પાસેજ છે, સુપ્રાપ્ય છે.

---

## कर्मविपाकाष्टकम् ॥ २१ ॥

**दुःखं प्राप्य न दीनः स्यात् सुखं प्राप्य च विस्मितः ।**
**मुनिः कर्मविपाकस्य जानन् परवशं जगत् ॥ १ ॥**

**શબ્દાર્થ**—સર્વ જગત્ કર્મવિપાકને પરવશ છે એમ જાણીને, મુનિ દુઃખપ્રાપ્તિથી દીન થતા નથી; અને સુખપ્રાપ્તિથી હર્ષીત થતા નથી.

**વિવેચન**—જ્ઞાનાવરણીયાદિ કર્મનો વિપાક એટલે ફલોદય. તેને પરાધીન ત્રિભુવનના સર્વ પ્રાણીઓ છે એમ સદ્દજ્ઞાનથી જાણનાર સાધુ, પરિષહ ઉપસર્ગાદિ કષ્ટપ્રાપ્તિથી દીન થતા નથી—ભયભ્રાંત થતા નથી—હીનસત્વ થતા

નથી. અને પુણ્યોદયથી થયેલ પૂજા, બહુમાનાદિનો આનંદ પ્રાપ્ત કરીને, હર્ષાકુલ, મહાકુલ, થતા નથી.

**येषां भ्रूभंगमात्रेण भज्यन्ते पर्वता अपि ।**
**तैरहो कर्मवैषम्ये भूपैर्भिक्षाऽपि नाप्यते ॥ २ ॥**

શબ્દાર્થ—જેના ભ્રૂભંગમાત્રે કરીને પર્વત પણ ભેદાય છે એવા ભૂપતિને કર્મની વિષમતા થયે સતે ભિક્ષા પણ પ્રાપ્ત થતી નથી.

વિવેચન--મુંજાદિ રાજાના ભ્રૂભંગથીજ-કોપ કરીને સૂચના કરવાથીજ-પર્વતતુલ્ય અભંગ બળવાળા યુધિષ્ઠિરાદિ પુરૂષો પણ ચૂર્ણ થઇ જાય છે એવા નૃપોને પણ કર્મની વિષમતાએ કરીને-શુભ કર્મના ક્ષય અને અશુભ કર્મના ઉદયે કરીને-ભિક્ષા પણ મળતી નથી તો બીજાની તો શી વાત કરવી. વાસ્તે કર્મની વિષમતા તરફ મુમુક્ષુ પ્રાણીઓ લક્ષ કરવું.

**जातिचातुर्यहीनोऽपि कर्मण्यभ्युदयावहे ।**
**क्षणाद्रंकोऽपि राजा स्याद् छत्रछन्नदिगंतरः ॥ ३ ॥**

શબ્દાર્થ—અભ્યુદય કરનાર કર્મ સતે, જાતિ અને ચાતુર્યે કરીને હીનરંક પણ, ક્ષણ માત્રમાં છત્રોથી દિક્ભાગ જેણે

આચ્છાદિત કર્યા છે એવો રાજા થાય છે.

વિવેચન—શુભવિપાક આપનાર શાતાવેદનીય-સુરગતિ, મનુષ્યગતિ-આપનાર એવા અભ્યુદય કરનાર કર્મથી ક્ષત્રિય આદિ ઉચ્ચકુલમાં જેનો જન્મ નથી, તથા સકલ કલાનૈપુણ્યથી રહિત એવો રંકપણ સ્વલ્પ કાલમાં પુણ્યાઢ્યાદિની જેમ રાજા થાય છે. કેવો રાજા થાય છે તે કહેછે. છત્રોએ કરીને દિગ્‌વિભાગો જેણે આચ્છાદિત કર્યા છે એવો સાર્વભૌમ મહીનાથ થાયછે. માટે શુભાશુભ કર્મના વિપાકને વિષે મુનિ સમદ્દષ્ટિ રહે છે.

**विषमा कर्मणः सृष्टि दृष्टा करभपृष्ठवत् ।**

**जात्यादिभूतिवैषम्यात्का रतिस्तत्र योगिनः ॥ ४ ॥**

શબ્દાર્થ—જાતિ આદિ સંપત્તિની વિષમતા દેખવાથી કર્મની સૃષ્ટિ ઉંટની પીઠની જેમ ભયંકર છે એમ જાણીને યોગીને તેમાં શું પ્રીતિ થાય?

વિવેચન—જાતિ એટલે ઉત્તમ, અધમ જન્મની પ્રાપ્તી, આદિ પદે કરીને કુલ, બલ, રુપ, લક્ષ્મી અને બુદ્ધિનું ગ્રહણ કરવું. તે રૂપી સંપત્તિના હીન ઉત્તનાદિ લાભરુપ વિસદ્દશપણાથી કર્મસૃષ્ટિ-ફળોદય રચના-ઉંટની પીઠની જેમ વિષમ છે, ક્ષણમાં દેખાય છે અને ક્ષણમાં નષ્ટ

થાય છે તેથી ભયંકર છે, એમ અનુભવદષ્ટિથી મુનિ જાણેછે. તે કારણથી સાંસારિક સંપદામાં સાધુને શી પ્રીતિ થાય ? અર્થાત્ નજ થાય.

**आरूढा प्रशमश्रेणि श्रुतकेवलिनोऽपिच ।**
**भ्राम्यन्तेऽनंतसंसारमहो दुष्टेन कर्मणा ॥ ५ ॥**

શબ્દાર્થ—પ્રશમશ્રેણિપર આરૂઢ એવા શ્રુતકેવલી પણ દુષ્ટ કર્મે કરીને અનંત સંસાર ભ્રમણ કરે છે.

વિવેચન—" અહો " એ એક મોટું કષ્ટ છે કે અધમ કર્મે કરીને-મોહનીયાદિ કર્મોએ કરીને, પ્રશમ એટલે મોહોદયની શાંતિ તે રૂપી શ્રેણિ-મોહોદયની ઉપશાંતિને માટે અનંતાનુબંધી આદિનું રોધન. તે પ્રશમ શ્રેણિને આરૂઢ થયેલા શ્રુતકેવલી પણ-દ્વાદશાંગીને વિષે કેવલીસમાન સકલ વિપર્યય અને સંશયરહિત પ્રાણીઓનો અસંખ્ય ભવસંબંધ જાણવાવાળા પણ-અપરિમિત ભવ ભ્રમણ કરે છે. ઉપશાંત મોહના અગિયારમાં ગુણસ્થાનવર્તી ચૌદ પૂર્વધર પણ નિગોદમાં જાય છે, તો તે કર્મની આગળ ઉડી પડવામાં બીજાનો શું ભાર છે ?

**अर्वाक् सर्वापिसामग्री श्रांतेव परितिष्ठति ।**
**विपाकः कर्मणः कार्यपर्यन्तमनुधावति ॥ ६ ॥**

શબ્દાર્થ—સર્વે સામગ્રી પણ ખિન્ન (થાકી ગયેલી) હોય તેમ નજીકજ પડી રહે છે. કર્મનો વિપાક કાર્યના પર્યંત સુધી પહોંચે છે.

વિવેચન—કાર્યસિદ્ધિની સાધનભૂત સર્વ સામગ્રી પરિશ્રમથી જાણે ખિન્ન હોય તેમ કાર્યની સિદ્ધિના કાળ પહેલાં રહે છે. કાર્યનિષ્પત્તિના છેવટના ભાગને પ્રાપ્ત થતી નથી. શુભાશુભ કર્મમાં પરિણામ ફલનિષ્પત્તિને અનુકૂલ થઇ જાય છે. જેમ કોઈ પરણવાની સર્વ સામગ્રી કરી તૈયાર થયો છે પણ હાથ મેળવતી વખતેજ કન્યાનું મૃત્યુ થાય. આ કર્મબળ પર્યંતે પહોંચે છે.

असावचरमावर्ते धर्मं हरति पश्यतः ।
चरमावर्तिसाधोस्तु छलमन्विष्य दुष्यति ॥ ७ ॥

શબ્દાર્થ—છેલ્લા પરાવર્તનની હદમાં જીવ પહોંચ્યાવિના, આ રક્ષણ કરવા છતાં ધર્મનો નાશ કરે છે. ચરમાવર્તી સાધુના છિદ્ર જોઇને તેના ધર્મને મલિન કરે છે.

વિવેચન—આ એટલે પૂર્વોક્તરૂપ કર્મવિપાક. તે શું કરે છે તે કહે છે. અચરમાવર્ત એટલે અનેક પુદ્ગલપરાર્ત પરિમાણ સંસાર પરિભ્રમણ જેનું શેષ રહ્યું છે. તે સતે, પ્રયત્ન-

થી રક્ષણ કરવા છતાં, પ્રાણીઓનાં સુકૃતોનો નાશ કરે છે. અતિકિલષ્ટ ઉદય હોવાથી ધર્મ પરિણામને મૂળમાંથી પાડી નાંખે છે. અચરમાવર્ત એટલે-છેલ્લો જે આવર્ત-પુદ્ગલ પરાવર્ત કાલ-જેને શેષ રહ્યો છે, એવા મુનિના પ્રમાદાદિરૂપ છિદ્ર જોઇને ધર્મને અતિ મલિન કરે છે.

**साम्यं बिभर्ति यः कर्मविपाकं हृदि चिंतयन् ।**

**सएव स्याच्चिदानंदमकरंदमधुव्रतः ॥ ८ ॥**

**શબ્દાર્થ**—જે યોગી કર્મવિપાકનું ધ્યાન કરતો ચિત્તમાં સામ્યતા ધારણ કરે છે, તેજ જ્ઞાનાનંદરૂપી મકરંદને વિષે ભ્રમર થાય છે.

**વિવેચન**—કર્મોના ફલોદયને નિર્મળ મનથી જોતો, ચિત્તને વિષે, ઉદય આવેલાં સર્વ કર્મને ક્ષય યોગ્યપણું છે એમ સમજી તુલ્ય દૃષ્ટિ ધારણ કરેછે. તેજ, જ્ઞાનથી થયેલ સહજ આનંદરૂપ મકરંદ—સુગંધ યુક્ત પુષ્પ મધુ—ને વિષે યોગી ભ્રમર થાય છે.

---

## भवोद्वेगाष्टकम् ॥ २२ ॥

यस्य गंभीरमध्यस्याज्ञानवज्रमयं तलम् ।
रुद्धा व्यसनशैलौघैः पंथानो यत्र दुर्गमाः ॥ १ ॥
पातालकलशा यत्र भृतास्तृष्णामहानिलैः ।
कषायाश्चित्तसंकल्पवेलावृद्धिं वितन्वते ॥ २ ॥
स्मरौर्वाग्निर्ज्वलत्यंत र्यत्र स्नेहेंधनः सदा ।
यो घोररोगशोकादि मत्स्यकच्छपसंकुलः ॥ ३ ॥
दुर्बुद्धिमत्सरद्रोहै र्विद्युदुर्वातगर्जितैः ।
यत्र सांयात्रिका लोकाः पतन्त्युत्पातसंकटे ॥ ४ ॥
ज्ञानी तस्माद् भवांभोधे र्नित्योद्विग्नोऽतिदारुणात् ।
तस्य संतरणोपायं सर्व यत्नेन कांक्षति ॥ ५ ॥

શબ્દાર્થ—જેનો મધ્ય પ્રદેશ અતિ ગંભીર છે, જેનું ભૂતલ અજ્ઞાનરૂપી વજ્રમય છે, વ્યસનોરૂપી પર્વતોના સમૂહથી વ્યાકુલ, દુર્ગમ જેના રસ્તા છે, ( ૧ ) તૃષ્ણારૂપી પ્રચંડ વાયુથી ભરેલા, કષાયરૂપી પાતાલ કલશો, જ્યાં મનને વિષે થયેલા સંકલ્પના પૂરની વૃદ્ધિ કરે છે, ( ૨ ) સ્નેહ છે ઇંધન જેનું એવો કામદેવરૂપી વડવાનલ, જેની અભ્યંતર સદા પ્રદિપ્ત છે, અને જે ઘોર રોગ શોકાદિરૂપી મત્સ્ય, કચ્છપથી વ્યાપ્ત છે; ( ૩ ) દુર્બુદ્ધિ, મત્સર અને

દ્રોહરૂપી વીજળી, દુર્વાત અને ગર્જનાએ કરીને દૂર દેશ જનારા લોકો જ્યાં ઉત્કટ સંકટમાં પડે છે, (૪) એવા અતિ દારૂણ ભવાંભોધિથી–સંસારસમુદ્રથી–નિત્ય ઉદ્વિગ્ન મન છે જેનું એવા જ્ઞાની, તે સમુદ્ર તરવાનો ઉપાય સર્વ પ્રયત્ને કરીને ઇચ્છે છે. ( ૫ ).

**વિવેચન**—આ પાંચ શ્લોકોએ કરીને સંસારની સમુદ્ર સાથે સરખામણી કરતાં ગ્રંથકાર કહે છે કે સંસારનો મધ્યપ્રદેશ સમુદ્રના મધ્યપ્રદેશની જેમ અતિ ગંભીર છે, અર્થાત્ અથાગ છે; સંસારસમુદ્રનું ભૂતલ કેવું છે કે અજ્ઞાનરૂપી વજ્ર, તેનાથી બનાવેલું છે; જે સંસારમાં નાના પ્રકારના કષ્ટોરૂપી પર્વતના સમૂહથી વ્યાકુલ, દુઃખે કરીને જઇ શકાય એવા માર્ગ છે; (૧) વિષયસુખ અને ધનાદિની આશારૂપી અતિ પ્રચંડ વાયુથી ભરેલા, ક્રોધાદિ કષાયરૂપ પાતાલ કલશો, મનમાં થયેલ મનોરથની ઉત્પત્તિની વૃદ્ધિ કરે છે (૨) જ્યાં સ્નેહ (એટલે જલ અને પ્રેમ) રૂપી કાષ્ટ છે જેનું એવો કામદેવરૂપી વડવાનલ, સર્વકાળ અભ્યંતરને વિષે પદિપ્ત છે; અને જે ભવસમુદ્ર, મહા ભયંકર ભગંદર, સન્નિપાતાદિ રોગ, અને ઇષ્ટ વિયોગથી થયેલ શોક, તથા મોહાદિરૂપી માછલાં અને કાચબાથી વ્યાપ્ત છે, (૩) જે ભવસમુદ્રમાં ક્રમે કરીને દુર્બુદ્ધિ એટલે પાપ કરવાની બુદ્ધિ, મત્સર એટલે બી-

જાના સુખાદિ ન સહન કરે એવું ચિત્તનું પરિણામ, અને દ્રોહ એટલે બીજાના નાશનું ચિતવંન તે રૂપી વીજળી, ઉપદ્રવ કરનાર ચક્રવાત, ઝંઝાવાતાદિ વાયુ, અને નિષ્ઠુર ગર્જના તેણે કરીને સુદૂર દેશ જનારા લોકો જન્માદિ ઉત્પાતને વિષે પડેછે, ( ૪ ) એવા અતિ ભયંકર જન્મ, જરા મરણાત્મક સંસારસમુદ્રથી નિરંતર ક્ષુભિત છે ચિત્ત જેનું એવા જ્ઞાની, જાણ્યા છે તે-પૂર્વોક્ત સમુદ્રપાર પામવાનો ઉપાય-ચારિત્ર-રૂપી નાવ-સર્વ પ્રયત્ને કરીને ઇચ્છે છે, સર્વ પ્રકારે ચારિત્ર પાળવાની ઇચ્છા કરેછે.

આવીજ રીતે સંસારની સમુદ્રની સાથે સરખામણી અન્યત્ર પણ ઉપાધ્યાયજી કરેછે. જુઓ પદ એકાવનમું.

### રાગ ફાગની દેશી.

ચઊ કસાય પાતાલ કલશ જિહાં તૃષ્ણા પવન પ્રચંડ
બહુ વિકલ્પ કલ્લોલ ચઢતુહે, આરતિ ફેન ઉદંડ ॥ ૧ ॥
ભવસાયર ભીષણ તારીએહો, અહો મેરે લલના
પાશજી ત્રિભુવનનાથ દિલમેં, એ વિનતિ ધારીએહો ॥ અ૦ ॥ ૨ ॥
જરત ઉદામ કામ વડવાનલ, પરત શૈલ ગિરિશ્રૃંગ
ફિરત વ્યસન બહુ મગર તિમિંગલ, કરતહે નિમગ ઉમંગ ॥ અ૦॥ ૩ ॥
ભમરીયાકે બિચ ભયંકર, ઉલટી ગુલટી વાચ
રમત પ્રમાદ પિશાચસહિત જિહાં અવિરતિ વ્યંતરી નાચ ॥ અ૦ ॥ ૪ ॥

ગર્જત અરતિ સ્ફુરતી રતિ વિજુરી, હોત બહોત તોફાન
લાગતી ચોરકું ગુરૂ મલબારી, ધરમ જિહાજ નિદાન ।। અ ० ।। ૫ ।।
જુરઈ પાટે એ જિઉ અતિ જોરી, સહસ્ર અઢાર શીલંગ,
ધર્મ જિહાજી તિણે સજ કરી ચલવો, જસ કહે શિવપુરચંગ ।। અ०।।૬।।

**तैलपात्रधरो यद्वद्राधावेधोद्यतो यथा ।**

**क्रियास्वनन्यचित्तः स्याद्भवभीतस्तथा मुनिः ॥ ६ ॥**

**શબ્દાર્થ**—આ સંસારથી ભીતિ પામેલ મુનિ તૈલપાત્ર ધારણ કરનાર રાધાવેધને વિષે ઉદ્યમવંતની જેમ ક્રિયાને વિષે અનન્યચિત્ત થાય છે.

**વિવેચન**-જે પ્રકારે શિખા સુધી તેલનું ભરેલું પાત્ર રાજભયે કરીને હાથવતી ધારણ કરે છે તેની જેમ, રાધા વેધ-એટલે ધનુર્ધારીઓની સર્વ કલાકૌશલ્યશક્તિ બતાવનારી આઠ ચક્રસ્તંભની ઉપર સ્થાપેલી કાષ્ઠની પુતળી, તેનો વેધ એટલે નીચે રાખેલ તેલના પાત્રમાં પ્રતિબિંબ જોઇને મારેલા બાણથી આઠ ચક્રભેદીને તે પુતળીની ડાબી આંખ વિંધવી તે-તેને વિષે ઉદ્યમવંત, જેમ એકાગ્રચિત્ત થાયછે તેમ, સંસારથી ભયભીત થયેલા મુનિ, સમિતિ, ગુપ્તિઆદિ ચરણસિત્તેરી અને કરણસિત્તેરીરૂપ ક્રિયાને વિષે કરાતી ક્રિયાના ઉપયોગથી અનન્યચિત્ત-મન પરિણામ છે જેનું એવા થાય-

એકાગ્રમન હોય. તૈલપાત્રધરની કથા નીચે પ્રમાણેઃ—સુમંગળપુર નગરને વિષે સુધર્મા નામે રાજા રાજ્ય કરેછે. તે રાજા શુદ્ધ દૃષ્ટિ હતો, અને સાધુના ગુણોને વિષે પરમરાગી હતો. ગુણધર્મા નામનો તે રાજાનો પ્રધાન ધર્મ રહિત હતો. એક દિવસ સભાને વિષે સિંહાસન ઉપર બેઠેલો તે રાજા, જનો ઉપર ઉપકારને અર્થે, સાધુના ગુણોની સ્તુતિ કરેછે કે અહો, ધન્ય છે મુનિરાજને કે જેણે સર્વ પ્રમાદનો ત્યાગ કર્યો છે, દેહાદિને વિષે જેને કાંઇ મોહ નથી. તેનુંજ જીવતર સફળ છે. ગુણધર્માને આ વાત ઉપર શ્રદ્ધા થઈ નહીં; અને તેથી બોલ્યો કે આ ગુણની સ્તુતિ વ્યર્થ છે. મુનિઓ પ્રોક્ત ગુણોનું ભાજન કેમ હોઈ શકે? આ પ્રધાનને કેમ પ્રતિબોધ આપવો તેનો વિચાર કરીને તે રાજાએ પોતાના વિશ્વાસુ નોકર પાસે ખોટો લેખ કરાવી તે પ્રધાનને આરોપી ઠરાવી ફાંસીની સજા કરી. મરણના ભયથી ત્રાસ પામતો તે પ્રધાન નમસ્કાર પૂર્વક કહેછે કે હે રાજન્, મારૂં સર્વસ્વ લઇ મને દેશનિકાલ કરી જીવતો છોડી દ્યો. તોપણ રાજા જરા પણ તેની અરજ સ્વીકારતો નથી. તે શહેરના મહાજનોએ પણ બહુ પ્રકારે રાજાને અરજ કરી ત્યારે રાજાએ કહ્યું કે કાંઠા સુધી ભરેલ તેલનું પાત્ર હસ્તમાં ગ્રહણ કરી આખા નગરમાં ફેરવી એક પણ બિંદુ નીચે પાડ્યા શિવાય અહીં પાછો આવે તો તેની

શિક્ષા માફ કરૂં. તે પ્રધાને તેમ કરવાનું કબુલ કર્યું. રાજાએ આખા નગરમાં ગીત, નૃત્યાદિ શરૂ કર્યા અને દરેક રસ્તા ઉપર અને ઘરે ઘરે વાજિત્રો વગડાવ્યા. ગુણધર્મા તૈલપાત્ર લઇ આખા શહેરમાં ફરી રાજાની સમક્ષ આવ્યો, ત્યારે રાજાએ પૂછયું કે તેં શહેરમાં શું જોયું અને શું સાંભળ્યું તે કહે છે કે હે રાજન્ મરણના ભયે કરીને તૈલપાત્ર શિવાય મેં કાંઇ પણ જોયું નહીં અથવા સાંભળ્યું નહીં. એટલે રાજા કહે છે કે હે ગુણધર્મા, જ્યારે એકજ મરણના ભયે કરીને પંચેંદ્રિને સુખ આપનાર વિષયોને તું ભૂલી ગયો તો પછી અનંત મરણના ભયથી ત્રાસિત સાધુઓ ઇંદ્રિયદમન કરવામાં કેમ ઉદ્યમવંત ન હોય ? આવાં વચનો શ્રવણ કરીને તે પ્રતિબોધ પામ્યો. સાર એ છે કે ભવથી ત્રાસ પામેલાએ ક્રિયાને વિષે અનન્યચિત્ત થવું.

**विषं विषस्य वह्नेश्च वह्निरेव यदौषधम् ।**

**तत्सत्यं भवभीतानामुपसर्गेऽपि यन्न भीः ॥ ७ ॥**

**શબ્દાર્થ**—વિષનું ઔષધ વિષ છે, અને અગ્નિનું ઔષધ અગ્નિ છે, તે સત્ય છે. કારણકે ભવભીત સાધુને ઉપસર્ગની ભીતિ નથી.

**વિવેચન**—ઝેરનું ઔષધ ઝેર છે, એમ જે લોકો

બોલે છે, તથા અગ્નિથી દગ્ધને કોઇ વખતે અગ્નિનો તાપ ઔષધરૂપે છે એમ જે કહેવાય છે તે વચન સત્ય છે. જે હેતુથી સંસારથી ત્રાસ થયેલા મુનિને પરિષહને વિષે ઉપદ્રવ થાય તોપણ ભીતિ નથી. ઉપસર્ગનો ભય થાય તો નિર્ભયપણાએ કરીને તે સહન કરવાનો ઉપાય જિનેશ્વરે બતાવ્યો છે, માટે સંસારથી ભય પામેલાને પરિષહ ઉપસર્ગ સહેવામાં નિર્ભય થવું.

**स्थैर्यं भवभयादेव व्यवहारे मुनि र्व्रजेत् ।**
**स्वात्मारामसमाधौ तु तदप्यंतर्निमज्जति ॥ ८ ॥**

શબ્દાર્થ—ભવભયથીજ મુનિ વ્યવહારમાં સ્થિરભાવને પામે, નિજ સ્વરૂપમાં વિશ્રામ છે જેને વિષે એવી સમાધિમાં તે સંસારભય પણ લીન થાય છે.

વિવેચન—વ્યવહાર દશામાં સાધુના આચારને વિષે ભવના ભયથીજ સ્થિર ભાવને પામે; એટલે કે વ્યવહારમાં જે સ્થિત હોય તેણે ભવભીતિ ધ્યાવી અને નિજ સ્વરૂપને વિષે રમણ છે જેનું એવી સમાધિમાં પૂર્વોક્ત ભવભય પણ સમાધિમધ્યમાં લીન થાય છે.

---

## लोकसंज्ञात्यागाष्टकम् ॥ २३ ॥

**प्राप्तः षष्ठं गुणस्थानं भवदुर्गाद्रिलंघनम् ।**
**लोकसंज्ञारतो न स्यान्मुनिर्लोकोत्तरस्थितिः ॥ १ ॥**

શબ્દાર્થ—ભવરૂપી દુર્ગમ પર્વતનું ઉલ્લંઘન કરી શકે એવા છઠ્ઠા ગુણસ્થાનને પ્રાપ્ત કરીને, લોકોત્તર જેની સ્થિતિ છે એવા મુનિ લોકસંજ્ઞાને વિષે રક્ત થાય નહીં.

વિવેચન—ભવ એટલે ચતુર્ગતિ રૂપ સંસાર તે રૂપી દુઃખે કરીને જેનું આરોહણ થાય એવો પર્વત તેનું ઉલ્લંઘન-પારગમન-જેથી થાય એવું છઠ્ઠું ગુણસ્થાન જેણે પ્રાપ્ત કર્યું છે એવા સાધુ-ગુણ એટલે જ્ઞાન દર્શન અને ચારિત્ર તેનું સ્થાન એટલે શુદ્ધિના-પ્રકર્ષ અપકર્ષથી થયેલી પરિણતીની સ્થિતિ. મિથ્યાત્વના પ્રથમ ગુણસ્થાનથી ગણતાં પ્રમત્ત સંયત નામનું છઠ્ઠું ગુણસ્થાન જેણે પ્રાપ્ત કર્યું છે એવા સાધુ-લોકોત્તર એટલે ગૃહિજનની અપેક્ષા જેમાં અપ્રધાન છે એવી સ્થિતિ-પ્રવર્તન વ્યવસ્થા-જેની છે તે, પરમાર્થ શૂન્ય ધર્મશાસ્ત્રથી વિરૂદ્ધ સામાન્ય જનોએ કરેલી પ્રવૃત્તિ તે લોક સંજ્ઞા. તેને વિષે રક્ત થાય નહીં.

**यथा चिंतामणिं दत्ते बठरो बदरीफलैः ।**
**हाहाजहाति सद्धर्मं तथैव जनरंजनैः ॥ २ ॥**

**શબ્દાર્થ**—મૂર્ખ જેમ બોરને માટે ચિંતામણિ રત્ન આપી દે છે તેમ, જન રંજનને માટે સદ્ધર્મને માણસ તજે છે.

**વિવેચન**—ચિંતામણિ એટલે સકલ ઇચ્છિત વસ્તુ આપે એવું દેવોએ અધિષ્ઠિત રત્ન, તેનું મૂલ્ય ન સમજવાથી મૂર્ખ જેમ બોરને માટે તે રત્ન આપી દેછે–બોરની કિંમતથી તે દઈ દેછે તેમ, મનુષ્યના રંજનને માટે–તેમની પ્રીતિ સંપાદન કરવાને માટે–ધર્મશાસ્ત્રની અપેક્ષારહિત પ્રવર્તન કરવું તેને માટે–સદ્ગતિના ફળના આપનાર સુકૃત આચારને તજી દેછે, જનરાગને માટે અસાર સમજી તજી દેછે. કહ્યું છે કે.

**स्वतः सुदुःप्राप्यमिदं मयाप्तं रत्नत्रयं भूरि भवभ्रमणे ।**
**प्रमादनिद्रावशतो गतंतत् कस्याग्रतो नायक पूत्करोमि ॥**
**वैराग्यरंगो परवंचनाय धर्मोपदेशो जनरंजनाय ।**
**वादाय विद्याध्ययनं चमेऽभूत्किमद्ब्रुवेहास्यकरं स्वधीश ॥**

( શ્રી રત્નાગરસૂરિ )

**लोकसंज्ञामहानद्यामनुश्रोतोऽनुगानके ।**
**प्रतिश्रोतोऽनुगस्त्वेको राजहंसो महामुनिः ॥ २ ॥**

**શબ્દાર્થ**—લોકસંજ્ઞારૂપી મહા નદીને વિષે અનુશ્રોત-પ્રવાહ-ની પાછળ તણાઈ જનાર કોણ નથી ? પ્રતિશ્રોતે ચઢી જનાર એક રાજહંસ મહામુનિ છે.

**વિવેચન**—શાસ્ત્ર નહીં જાણનાર જનસમૂહનું કથન-બહુ માણસો જે કરે તે ધર્માર્થીએ કરવું જોઈએ એવું કહેવું તે રૂપી વિપુલ નદીને વિષે અદીર્ઘ સ્રોતનો, લોકસંજ્ઞા નદી વેગનો આશ્રય કરનાર, તેને અનુસરનાર, કોણ નથી ? અર્થાત્ ઘણા લોકો એવા છે; કારણકે ચિરકાળથી એવા પરિચયવાળા છે. પરંતુ પ્રતિકૂળ નદીવેગને અનુસરનાર રાજ-હંસરૂપ એક શ્રેષ્ઠ સાધુજ છે.

**लोकमालंब्य कर्तव्यं कृतं बहुभिरेव चेत् ।**
**तथा मिथ्यादृशां धर्मो न त्याज्यःस्यात्कदाचन ॥ ४ ॥**

**શબ્દાર્થ**—લોકનું આલંબન કરીને, બહુ ( જણા ) એ કરેલું કર્તવ્ય હોય તો, મિથ્યા દૃષ્ટિનો ધર્મ તજવા યોગ્ય કદી થાય નહીં.

**વિવેચન**—લોકનું આલંબન કરીને-જનસમૂહ જે ક્રિયાદિક સેવે છે તેજ ધર્મ કરનારે કરવું અને શાસ્ત્રોક્ત વસ્તુ અપેક્ષણીય નથી એમ માનીએ તો, વિપરીત દર્શનનો ત્યાગ કોઈ કાળે થઇ શકેજ નહિં.

**श्रेयोऽर्थिनो हि भूयांसो लोके लोकोत्तरे च न ।**
**स्तोका हि रत्नवणिजः स्तोकाश्च स्वात्मसाधकाः ॥ ५ ॥**

**શબ્દાર્થ**—લોકમાં શ્રેયની ઈચ્છાવાળા બહુ છે પણ લોકોત્તરમાં બહુ નથી. રત્નના વ્યાપારીઓ થોડા છે, તેમ સ્વાત્મસાધક પણ થોડા છે.

**વિવેચન**—નિશ્ચયે કરીને વિષયસુખાદિ જેનું પ્રયોજન છે એવા લોકસંજ્ઞા પ્રવાહને વિષે, મિથ્યાત્વ,અજ્ઞાન, અવિરતિ અને અશુદ્ધિને લીધે ઘણા છે. પણ શુદ્ધ માર્ગમાં બહુ નથી. ત્યાં દૃષ્ટાંત કહેછે. જેમ મહામૂલ્યવાન્ રત્નોના વ્યાપારીઓ થોડા છે તેમ, આત્મસ્વરૂપના નિષ્પાદકો થોડાજ છે

**लोकसंज्ञाहता हंत नीचैर्गमनदर्शनैः ।**
**शंसयन्ति स्वसत्यांगमर्मघातमहाव्यथाम् ॥ ६ ॥**

**શબ્દાર્થ**—લોકસંજ્ઞાએ કરીને હણાયેલા, પોતાના સત્ય અંગના મર્મ પ્રહારે કરીને થયેલી મહા વ્યવથાને નીચ ગમનદર્શને કરીને દર્શાવે છે.

**વિવેચન**—પૂર્વોકત લોકસંજ્ઞાએ કરીને જે હણાયેલા છે. ધર્મનું સર્વસ્વ હરણરૂપ લાકડીએ જે પ્રહારિત છે, તે લોકો શું કરે છે તે કહેછે. મંદગમન અને નમ્રચક્ષુ પ્રસારણે ક-

રીને, પોતાનું સુનૃતવ્રતરૂપ અંગ-શિવઉપાયભૂત શરીર તેનાં મર્મ એટલે તાત્પર્યયુક્ત, સત્યસારતારૂપ, જીવનસ્થાન; તેનો જે ઘાત, પ્રહાર, તેણે કરેલી પ્રભૂતતર પીડાને-આ ભવમાં ધર્મથી ભગ્ન મન પરિણામરૂપ અરતિ, અને પરભવમા દુર્ગતિને-કહી બતાવે છે.

**आत्मसाक्षिकसद्धर्मसिद्धौ किं लोकयात्रया ।**
**तत्र प्रसन्नचंद्रश्च भरतश्च निदर्शने ॥ ७ ॥**

**શબ્દાર્થ**—આત્મશાક્ષિક ધર્મસિદ્ધમાં લોકયાત્રાએ કરીને શું ? તેમાં પ્રસન્નચંદ્ર અને ભરતનાં દૃષ્ટાંતો છે.

**વિવેચન**—જીવે સાક્ષિપણું સ્વીકાર્યું છે એવા સહજ શુદ્ધધર્મની સિદ્ધિમાં સુકૃત આચારની નિષ્પત્તિમાં, લોકયાત્રાનું-લોક એકઠા કરવાનું-શું પ્રયોજન છે ? કાંઈજ નથી કારણકે ધર્મસિદ્ધિનું સ્વસાક્ષિપણું છે ને સિદ્ધમાં પ્રસન્ન ચંદ્રરાજા અને ભરત ચક્રવર્તીનાં ઉદાહરણ છે. સૌ લોકોએ જેનું ચારિત્ર જોયું છે એવો કાયોત્સર્ગસ્થ પ્રસન્નચંદ્રરાજા પણ નરક યોગ્ય કર્મબંધ કરતો હવો; અને જેના ભોગવિલાસ લોકોએ જોયા છે એવો ભરત ચક્રવર્તી અરીસા ભુવનમાં કેવળ જ્ઞાન પ્રાપ્ત કરતો હવો તે દૃષ્ટાંતો જોવાં. ભાવાર્થ એ છે કે પ્રસન્નચંદ્ર રાજાએ લોકોની નજરમાં પરમ ધાર્મીક

દેખાવા છતાં નરકયોગ્ય કર્મ બાંધ્યું; અને ભરત મહારાજે લોકોની નજરમાં ભોગ ભોગવવા છતાં, કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું. માટે લોકયાત્રા જોવાથી ધર્મસિદ્ધિમાં કાંઈ લાભ નથી.

लोकसंज्ञोज्झितः साधुःपरब्रह्मसमाधिमान् ।

सुखमास्ते गतद्रोहममतामत्सरज्वरः ॥ ८ ॥

શબ્દાર્થ—લોકસંજ્ઞા જેણે તજી છે, અને પરબ્રહ્મ સમાધિવાળા છે, અને દ્રોહ, મમતા અને મત્સરનો જ્વર જેનો નષ્ટ થયો છે, એવા સાધુ સુખે રહે છે,

વિવેચન—પૂર્વોક્ત લોકસંજ્ઞાનો જેણે નાશ કર્યો છે, અને શુદ્ધ ચૈતન્ય સ્વભાવ જેની સમાધિ છે, તથા દ્રોહ, મમતા એટલે ધન, પરિવાર, દેહાદિમાં મદીયપણાની બુદ્ધિ અને મત્સરરૂપી જ્વર, જે સાધુનો ઉતરી ગયો છે—દ્રોહ, મમતા અને મત્સરનો જેણે નાશ કર્યો છે—તે સાધુ સુખે રહે છે.

---

## शास्त्राष्टकम् ॥ २४ ॥

चर्मचक्षुर्भृतः सर्वे देवाश्चावधिचक्षुषः ।

सर्वतश्चक्षुषः सिद्धाः साधवः शास्त्रचक्षुषः ॥ १ ॥

**શબ્દાર્થ**—સર્વ પ્રાણી ચર્મચક્ષુએ દેખનાર છે; દેવો અવધિ ચક્ષુવાળા છે, સિદ્ધો કેવળદર્શન ચક્ષુવાળા છે, અને સાધુઓ શાસ્ત્રચક્ષુવાળા છે.

**વિવેચન**—ચર્મ એટલે ત્વચા, તે ત્વચામય નેત્રવાળા સૌ ચતુર્ગતિગામી છે. ચર્મચક્ષુવાળા દેવો–ભવનપતિ, વ્યંતર, જ્યોતિષ્ક અને વૈમાનિક–રૂપી પદાર્થવિષયને આત્માની સાક્ષાત્ જાણવું તે અવધિ, તે રૂપી નેત્ર જેને છે એવા દેવ પણ છે; સિદ્ધ—કૃતકૃત્ય–છે તે ઉપર તેમજ નીચે, બાજુએ તેમજ ચારે તરફ કેવલ જ્ઞાન, દર્શનરૂપ નેત્ર છે જેનું એવા છે. સાધુ એટલે મુક્તિમાર્ગને જે સાધે છે તે મુનિઓ, હેયોપાદેય અને ઉત્સર્ગ, અપવાદ, વિભાગે કરીને સ્યાદ્વાદ નીતિથી મોક્ષનો ઉપાય જે બતાવે છે તે શાસ્ત્ર, તે રૂપી ચક્ષુછે જેની એવા હોય છે. માટે સાધુઓએ સર્વ સાધન શાસ્ત્રદૃષ્ટિ એ સાધવું એમ સિદ્ધ થાય છે.

**पुरस्थितानिवोर्ध्वाधस्तिर्यग्लोकविवर्तिनः ।**
**सर्वान् भावानपेक्षन्ते ज्ञानीनः शास्त्रचक्षुवा ॥ २ ॥**

**શબ્દાર્થ**—જ્ઞાનીઓ, ઉર્ધ્વ લોક, અધો લોક અને તિર્યગ્ લોક વિવર્તી સર્વ ભાવને, મુખાગ્રે વર્તમાન હોય તેમ, શાસ્ત્રનેત્રે કરીને જુએ છે.

વિવેચન—શાસ્ત્રનું યથાર્થ જ્ઞાન જેને થયેલું છે તે પૂર્વોક્ત શાસ્ત્રરૂપ નેત્ર કરીને, ઉર્ધ્વ એટલે દેવલોકાદિરૂપ, અધઃ એટલે નરકાદિરૂપ અને તિર્યગ્ જ્યોતિષચક્ર દ્વીપ સમુદ્રાદિરૂપ જે લોક--સકલ વિશ્વ-તેને વિષે, ઉદ્વર્તન અપવર્તનરૂપ વિવિધ પરિણામનું પરિણમન જેને છે એવા ભૂતભવિષ્યરૂપ સર્વ ભાવને-પદાર્થોને અને તેના ધર્મને-નજરની પાસે જાણે હોય તેમ દેખે છે. માટે શાસ્ત્રચક્ષુ પરમ ઉપકારી છે.

**शासनात् त्राणशक्तेश्च बुधैः शास्त्रं निरुच्यते ।**
**वचनं वीतरागस्य तत्तु नान्यस्य कस्यचित् ॥ ३ ॥**

શબ્દાર્થ—શીખવવાથી અને રક્ષા કરવાથી પંડિતો શાસ્ત્ર કહે છે. તેવાં શાસ્ત્ર વીતરાગનાં વચન છે. બીજા કોઇનું વચન શાસ્ત્ર થતું નથી.

વિવેચન--નિકૃષ્ટને હિતકારી સત્યધર્મમાં અને યથાર્થ વસ્તુ સ્વરૂપના જ્ઞાનાદિ સાધનમાં જે પ્રવર્તે છે તે શાસન, તે-નાથી જીવોને ધર્મશિક્ષણ આપવાથી, અને ત્રાણ એટલે દુર્ગ-તિમાં પડનારાઓની પાપપ્રવૃત્તિનો નિષેધ કરવાથી રક્ષણ, તેને વિષે અનવદ્ય સામર્થ્ય, રાગાદિ ભેદન શક્તિવાળાપણું, તેના યોગથી, તત્ત્વજ્ઞાનના પંડિતો તેવા વચનને શાસ્ત્ર કહે છે. અને તે પૂર્વોક્તલક્ષણ શાસ્ત્ર વીતરાગના વચનરૂપ છે.વી-

તરાગ એટલે રાગ, દ્વેષ, મોહ જેને નથી તે. વીતરાગ વિના બીજા કોઈ પ્રાણીનું વચન શાસ્ત્રરૂપ નથી. વીતરાગના વચનનું અનુયાયિત્વ જેને નથી એવા કોઈ પ્રાણીમાત્રનુ વચન પ્રમાણ નથી. કારણકે તેઓ રાગાદિએ સહિત છે અને તેથી મિથ્યા વચનનું ઉત્પત્તિસ્થાન છે.

**शास्त्रे पुरस्कृते तस्माद् वीतरागः पुरस्कृतः ।**
**पुरस्कृते पुनस्तस्मिन् नियमात् सर्वसिद्धयः ॥ ४ ॥**

શબ્દાર્થ—તે કારણથી શાસ્ત્ર પુરસ્કૃત કર્યે સતે, વીતરાગ પુરસ્કૃત થાય છે. અને વિતરાગ પુરસ્કૃતે સતે, નિશ્ચયથી સર્વ સિદ્ધિઓ થાય છે.

વિવેચન—પૂર્વોક્ત કારણથી વીતરાગના વચનરુપ શાસ્ત્ર પુરસ્કૃત-અગ્રેસરી કર્યે સતે-બહુમાન પૂજાએ કરીને પૂજિત કર્યે સતે-જિનપ્રણીત આ હું કરૂં છું એવા આશયે કરીને સાધન કર્યે સતે, વીતરાગ પુરસ્કૃત-અગ્રેસરી-કરાય છે. અને અર્હત્ પરમેશ્વર પુરસ્કૃત થયે સત્તે-હૃદયને વિષે નિવેશિત કર્યે સતે-જીવને નિશ્ચયે કરીને અશેષ કેવલ જ્ઞાનાદિ સંપત્તિ પ્રાપ્ત થાય છે.

**अदृष्टार्थेऽनुधावंतः शास्त्रदीपं विना जडाः ।**
**प्राप्नुवन्ति परं खेदं प्रस्खलन्तःपदे पदे ॥ ५ ॥**

**શબ્દાર્થ**—શાસ્ત્રરૂપી પ્રદીપ વિના, અદૃષ્ટ પદાર્થની પાછળ જનારા જડ પુરૂષો, પગલે પગલે સ્ખલના પામતા ઘણો ખેદ પામે છે.

**વિવેચન**—પૂર્વોક્ત લક્ષણ શાસ્ત્રરૂપી જ્યોતિરહિત, જડ એટલે યથાર્થ મોક્ષ સ્વરૂપ અને તેના સાધનાદિ વસ્તુના બોધ વિનાના પુરૂષો, અદૃષ્ટ એટલે અજ્ઞાનરૂપી અંધકારને વિષે મગ્ન થયેલ પદાર્થ-મોક્ષમાર્ગાદિ-ની પાછળ જનારા, હીનસત્ત્વ હોઇને મોક્ષના અનુયાયીની સદૃશ દોડતા, સ્થાને સ્થાને સ્ખલના પામતાં, દુર્ગતિમાં પડવાથી જેની મુક્તિપ્રયાણ ગતિનો ભંગ થયો છે એવા થતા, પુનઃ પુનઃ સંતાપ પામે છે.

**शुद्धोञ्छाद्यपि शास्त्राज्ञानिरपेक्षस्य नो हितम् ।**
**भौतहंतु र्यथा तस्य पदस्पर्शनिवारणम् ॥ ६ ॥**

**શબ્દાર્થ**—ભૌતહંતુને તેના ગુરૂના પદસ્પર્શ નિવારણ જેમ હિતકારી નથી તેમ, શાસ્ત્રની આજ્ઞામાં નિરપેક્ષની શુદ્ધ ભિક્ષાદિ પણ તેના હિતને માટે નથી.

**વિવેચન**—શાસ્ત્રની જે આજ્ઞા તદુકત વિધિએ કરીને સર્વત્ર પ્રવર્તન, તેને જે નિરપેક્ષ છે, અર્થાત્ સ્વેચ્છાચારી છે, તેની શુદ્ધ એટલે બેંતાળીશ દોષરહિત જે ભિક્ષા અને

આદિએ કરીને વિહાર, ભૂશય્યા, કેશલોચ, બ્રહ્મચર્ય વગેરે. તે પણ તેને હિતકારી નથી, જ્ઞાનાદિ ગુણની વૃદ્ધિ કરનાર નથી; કારણકે મિથ્યાત્વ, અજ્ઞાનાદિ દોષોથી તેનું હૃદય દૂષિત છે. હવે ત્યાં દૃષ્ટાંત આપેછે. ભૌત એટલે ભૂતવાદી–' પંચભૂતમય ' આ જગત્ છે એમ માનવાવાળા તેનો જે હણનાર તે ગુરૂના ચરણને પૂજનીય ગણીને તેનો સ્પર્શ કરતો નથી તે તેને હિતકારી નથી. ભાવાર્થ એ છે કે કોઇ એક ભૂતવાદીની પાસે મનોહર મયુરપિચ્છનું છત્ર હતું. તેનો ભકત એક ભિલ્લરાજા હતો. તેની રાણી તે છત્રને વિષે રંજીત થઇ તેથી તે રાજાએ તેની માગણી કરી. તે ભૂતવાદીએ આપવાની ના કહી. તેથી તે રાજાએ સુભટને હુકમ કર્યો કે ગુરૂને હણીને છત્ર લાવો, પણ ગુરૂના પાદ પૂજનીય છે તેથી તેનો સ્પર્શ કરશો નહીં. જેવી તે ભિલ્લ રાજાની ભકિત તેવી રીતે શાસ્ત્રનિરપેક્ષની શુદ્ધ પ્રવૃત્તિ સમજવી.

अज्ञानाहिमहामंत्रं स्वाच्छंद्यज्वरलंघनम् ।
धर्मारामसुधाकुल्यां शास्त्रमाहुर्महर्षयः ॥ ७ ॥

શબ્દાર્થ—મહર્ષિઓ કહેછે કે શાસ્ત્ર છે તે અજ્ઞાનરૂપી સર્પનો મહા મંત્ર છે, સ્વેચ્છાચારી તાવને લાંઘણરૂપ છે, અને ધર્મરૂપી આરામને વિષે સુધાનું ઝરણ છે.

**વિવેચન**—જ્ઞાનાદિ ગુણોએ કરીને જે ગરિષ્ઠ છે એવા ઋષિઓ, અનુષ્ટેયજ્ઞાપક શાસ્ત્રના કરનારા આચાર્યો, અજ્ઞાનરૂપી સર્પ–શુદ્ધ શ્રદ્ધાનો નાશ કરીને મહામૂર્છા ઉત્પન્ન કરનાર–તેનાથી કરેલ કુવાસનારૂપી વિષવેગને ઉતારવાને માટે પૂર્વોકત શાસ્ત્રને મહામંત્ર કહેછે. તથા સ્વાચ્છંદ્ય એટલે નિજ ઇચ્છાકારીપણું તે રૂપી જે જ્વર તેનો નાશ કરવાને લાંઘણરૂપ કહેછે. ધર્મ એટલે નિજ સ્વભાવ અને મોક્ષના ઉપાયનું સેવવું તે આરામબગીચો, તેને વિષે અમૃતનું ઝરણ–નીક છે એમ કહે છે.

**शास्त्रोक्ताचारकर्ता च शास्त्रज्ञः शास्त्रदेशकः ।**

**शास्त्रैकदृग् महायोगी प्राप्नोति परमं पदम् ॥ ८ ॥**

**શબ્દાર્થ**—શાસ્ત્રોકત આચારના કર્તા, શાસ્ત્રના જાણનાર, શાસ્ત્રના ઉપદેશક, અને શાસ્ત્રરૂપી એક દૃષ્ટિ છે જેની એવા મહાયોગી, પરમ પદ પ્રાપ્ત કરે છે.

**વિવેચન**—મુમુક્ષુઓને માટે જે કર્તવ્ય શાસ્ત્રમાં કહ્યું છે તેના શાસ્ત્રાનુસાર કરવાવાળા, સ્યાદ્વાદ દેશકપણાદિ લક્ષણે કરીને શાસ્ત્રને જાણેછે, અને શાસ્ત્રના અર્થોનો ભવ્ય પુરૂષોને ઉપદેશ કરેછે, અને શાસ્ત્ર એકજ જેની દૃષ્ટિ છે, એવા મહા યોગી–મોક્ષના ઉપાય સેવનાર–સર્વોત્કૃષ્ટ સ્થાન પ્રાપ્ત કરે છે.

## परिग्रहाष्टकम् ॥ २५ ॥

**न परावर्तते राशे र्वक्रतां जातु नोज्झति ।**
**परिग्रहग्रहः कोऽयं विडंबितजगत्त्रयः ॥ १ ॥**

**શબ્દાર્થ**—રાશિથી જે ફરતો નથી, વક્રતાને કદાપિ છોડતો નથી, એવો ત્રણ જગત્‌ને વિડંબના કરનાર, આ પરિગ્રહરૂપ ગ્રહ કયો છે?

**વિવેચન**—પરિગ્રહ એટલે સંમતાત્ પોતાપણાએ ક- રીને ગ્રહણ કરવાની ઇચ્છા–આકાંક્ષા–તે રૂપી આ સકલ જન પ્રત્યક્ષ ગ્રહ કયો છે? અગ્નિ છે, સૂર્ય છે, વા યમ છે? જે પ્રાણીગણની પીડાસૂચક, લગ્નના, ચોથા, આઠમા અને બા- રમાં સ્થાનરૂપ, આરંભ, મૈથુન, માયા અને કલહભેદથી પરાવર્ત થતો નથી. અનાદિ કાળથી આજ સુધી નિવર્ત થતો નથી, સ્થાનાંતર ગમને કરીને બીજી રાશિમાં જતો નથી. માટે બીજા ગ્રહોથી આ વિલક્ષણ છે. અને કુટિલ ગતિ સ્વભા- વને છોડતો નથી. એક રૂપે રાશિ ઉપર સર્વદા પડયો રહે છે. બીજા ગ્રહો એ પ્રમાણે કરતા નથી. ત્રણ જગત્‌ના પ્રા- ણીઓની વિવિધ પ્રકારે વિડંબના કરે છે. બીજા ગ્રહો સર્વે પ્રાણીઓને વિડંબના કરી શકતા નથી. પરિગ્રહની સઝ્ઝાયમાં પણ ઉપાધ્યાયજી કહે છે કે—

નવિ પલટે મૂલ રાશિથી, માર્ગી કહિય ન હોય ॥ સલૂણા ॥
પરિગ્રહ ગ્રહ છે અભિનવો, સહુને દીયે દુ:ખ સોય ॥ સ૦ ॥
પરિગ્રહ મમતા પરિહરો ॥ ૨ ॥

**परिग्रहग्रहावेशाद्दुर्भाषितरजःकिराम् ।**
**श्रुयन्ते विकृताः किंन प्रलापा लिंगिनामपि ॥ २ ॥**

શબ્દાર્થ—પરિગ્રહરુપી ગ્રહના આવેશથી દૂષિત વચનોરુપી ધૂલીને વેરનાર લિંગિઓના વિકૃત પ્રલાપો શું સંભળાતા નથી ?

વિવેચન—પરિગ્રહ એટલે મમત્વ પરિણામ. તે રૂપી ગ્રહના આવેશ-જોરથી, દેહને વિષે પ્રવેશ થવાથી, તેના સંગથી થયેલા અભિમાનથી, દુર્ભાષિત એટલે ઉત્સૂત્ર, ક્રોધ, અભિમાન, અનુચિતાદિએ કરીને દૂષિત વચન તે રૂપી ધૂલીને જે વેરે છે, એવા લિંગિ એટલે ધર્મધ્વજાદિ મુનિવેષ જેને છે તેના-મુનિવેષ ધારણ કરનારાઓનાં-મલિન અસંબદ્ધ વાકયો શું સંભળાતા નથી ? અર્થાત સંભળાય છે. તેથી એમ સિદ્ધ થયું કે પરિગ્રહના સંગદોષથી પ્રાણીઓની મતિ નષ્ટ થાય છે.

**यस्त्यक्त्वा तृणवद्बाह्यमांतरं च परिग्रहम् ।**
**उदास्ते तत्पदांभोजं पर्युपास्ते जगत्त्रयी ॥ ३ ॥**

**શબ્દાર્થ**—બાહ્ય અને આભ્યંતર પરિગ્રહને તૃણવત્ તજી દઇને જે ઉદાસીન ભાવને ભજે છે, તેના ચરણકમલની ત્રણ જગત્ સેવા કરે છે.

**વિવેચન**—બાહ્ય એટલે ચર્મચક્ષુએ કરીને જે દેખાય છે ધન, ધાન્ય, દ્વિપદ, ચતુષ્પદ, સુવર્ણ, રૂપુ., સદન વગેરે. આંતર એટલે જીવની સાથે જે બંધાઇ ગયો છે તે, જ્ઞાનદૃષ્ટિએ કરીને જે દેખાય તે. મિથ્યાત્વ, કષાય વેદોદય, હાસ્યાદિ પરિણામરૂપ, તે બંને પ્રકારના પરિગ્રહને નિઃસાર તૃણવત તજી દઇને ઉદાસીન ભાવનાને વિષે રહે છે, એવા મુનિના ચરણકમલોની ત્રણ જગતૂના લોકો સર્વ ઉદ્યમે કરીને સેવા કરે છે. તેથી એવું સિદ્ધ થાય છે કે જે નિષ્પરિગૃહી છે તેજ ત્રીભુવનમાં પૂજનિય થાય છે. બીજા કોઇ થતા નથી.

**चित्तेऽन्तर्ग्रंथगहने बहिर्निर्ग्रंथता वृथा ।**
**त्यागात्कंचुकमात्रस्य भुजगो नहि निर्विषः ॥ ४ ॥**

**શબ્દાર્થ**—ચિત્ત, અંતર ગ્રંથે કરીને ગહન સતે, બહારની નિર્ગ્રંથતા નિષ્ફલ છે. કાંચળી માત્રના ત્યાગથી સર્પ વિષરહિત થતો નથી.

**વિવેચન**—ચિત્તની પરિણુતિમાં ધન, ભોગ, શરીરાદિને વિષે મમત્વ ભરેલું છે તો, બાહ્ય એટલે સ્રી, ધનાદિરૂપ

નિર્ગ્રંથતા-નિર્ધનતા-નિઃસંગ્રહકરણતા, કાંઇ ફળ આપતી નથી. સદ્ગતિ આદિ જે ત્યાગનું ફળ છે તેનો અભાવ હોવાથી અને પાપ કરવાને મન તત્પર છે તેથી તે કાંઇ કામનું નથી. સર્પ કેવળ કાંચળીના ત્યાગથી વિષરહિત થતો નથી. તેમ બહારના ભોગના ત્યાગથી મૂર્છા તજ્યા વિના મુનિપણું આવતું નથી.

**त्यक्ते परिग्रहे साधोः प्रयाति सकलं रजः ।**
**पालित्यागे क्षणादेव सरसः सलिलं यथा ॥ ८ ॥**

**શબ્દાર્થ**—સેતુબંધનો ત્યાગ થયે સતે એક ક્ષણમાં સરોવરનું પાણી જેમ ચાલ્યું જાય છે તેમ પરિગ્રહનો ત્યાગ કર્યે સતે સાધુની સકલ કર્મરેણું ચાલી જાય છે.

**વિવેચન**—સર્વ બાજુથી આત્મપરિણતિનું ગ્રસન થાય તેને પરિગ્રહણ કહીએ. તેનો ત્યાગ કર્યે સતે હૃદયમાંથી કાઢી નાંખ્યે સતે, મુનિની સમગ્ર કર્મરેણુ મૂળથી નાશ પામેછે. ત્યાં દૃષ્ટાંત કહેછે. પાલિ એટલે સરોવરાદિનો સેતુબંધ તેનો ત્યાગ-ભંગ કર્યે સતે-તે જળાશયમાંથી જળસમૂહ સ્વલ્પ કાળમાં ચાલ્યું જાય છે.

**त्यक्तपुत्रकलत्रस्य मूर्च्छामुक्तस्य योगिनः ।**
**चिन्मात्रप्रतिबद्धस्य का पुद्गलनियंत्रणा ॥ ९ ॥**

શબ્દાર્થ—પુત્ર, કલત્રનો જેણે ત્યાગ કર્યો છે, અને મૂર્છાથી જે રહિત છે, તથા જ્ઞાનમાત્રમાં જે પ્રતિબદ્ધ છે, એવા યોગીને પુદ્ગલજનિત બંધનથી શું ?

વિવેચન—પુત્ર અને સ્ત્રી જેણે તજી દીધાં છે, અને ધન દેહાદિને વિષે જે મોહ તેથી જે મુક્ત છે. એવા યોગી એટલે જ્ઞાનાદિમય મોક્ષ ઉપાયનું જે સેવન કરે છે, અને વળી જે માત્ર જ્ઞાનમાંજ પ્રતિબદ્ધ છે, જેણે નિશ્ચયાભિમુખ પ્રવૃતિ કરી છે, તે સાધુને પુદ્ગલજનિત પદાર્થોને વિષે બંધન હોતું નથી; કારણકે તે વિજાતીય છે.

**चिन्मात्रदीपको गच्छेत् निर्वातस्थानसंनिभैः ।**

**निःपरिग्रहतास्थैर्यं धर्मोपकरणैरपि ॥ ७ ॥**

શબ્દાર્થ—નિર્વાત સ્થાન જેવા ધર્મોપકરણોએ કરીને પણ જ્ઞાનમાત્ર પ્રદીપ, પરિગ્રહરહિતપણારૂપી સ્થિરતાને પામે છે.

વિવેચન—કેટલાએક જે ધર્મોપકરણોને પણ પરિગ્રહમાં ગણે તેમને શિક્ષા આપવા માટે કહે છે કે વાયુપ્રચાર જેને વિષે નથી એવા સ્થાનની સદૃશ રજોહરણ, મુહપત્તિ, વસ્ત્ર, પાત્રાદિ ધર્મના ઉપકરણો—ધર્મની વૃદ્ધિ કરવાના

સાધનો વિદ્યમાન છે તો પણ જ્ઞાનમાત્ર પ્રકાશક ધ્યાનાત્મા, અપ્રમત્ત મુનિ, અને કેવળી, ધર્મોપકરણોની સહાયથી ઉપદ્રવરહિત દીપશિખાની જેમ પરિગ્રહ રહિતપણારૂપી સ્થિરતાને પામે છે. સકલ આત્મપ્રદેશનું ગ્રસન કરવાને સમર્થ એવા મૂર્છાના પરિણામનો તેને અભાવ છે તેથી નિશ્ચલતા પ્રાપ્ત કરેછે. તે કારણથી ધર્મના ઉપકરણોનું ગ્રહણ કરવામાં પરિગ્રહનો દોષ બિલકુલ નથી. કારણકે નિર્મમ ભાવે કરીને તેનું ગ્રહણ કરાય છે

**मूर्च्छाछन्नधियां सर्वं जगदेव परिग्रहः ।**

**मूर्च्छया रहितानां तु जगदेवापरिग्रहः ॥ ८ ॥**

**શબ્દાર્થ**—મૂર્છાએ કરીને જેની બુદ્ધિ આચ્છાદિત છે તેને સર્વ જગત્ પરિગ્રહ છે; અને મૂર્છાથી જે રહિત છે તેને જગત્ અપરિગ્રહ છે.

**વિવેચન**—મૂર્છા એટલે મોહથી થયેલી તૃષ્ણા. તેણે કરીને જેની બુદ્ધિ વિલુપ્ત થઈ છે તેઓનો પરિગ્રહ કેટલો છે તો કહે છે કે સમગ્રવિશ્વ કારણકે સર્વ ગ્રહણ કરવાની આકાંક્ષા વિદ્યમાન છે, ભૂખ્યા માણસને જેમ સર્વ ભક્ષણ કરવાની તૃષ્ણા હોય તેમ પૂર્વોક્ત પુરૂષોની આકાંક્ષા વિદ્યમાન છે. પણ આકાંક્ષાથી જે નિવર્ત થયા છે તેને, સકલ ત્રિભુવ

નને વિષે જે પદાર્થો છે તે સર્વનો નિશ્ચયે કરીને ત્યાગ છે. સર્વ પદાર્થોમાંથી ઇચ્છા નિવૃત્ત થઈ છે, તેથી કોઇ પદાર્થથી સંગૃહિત થતો નથી.

---

## अनुभवाष्टकम् ॥ २६ ॥

संध्येव दिनरात्रिभ्यां केवलश्रुतयोः पृथक् ।
बुधैरनुभवो दृष्टः केवलार्कारुणोदयः ॥ १ ॥

**શબ્દાર્થ**—દિવસ અને રાત્રિથી ભિન્ન જેમ સંધ્યાસમય છે તેમ, કેવળજ્ઞાન અને શ્રુતજ્ઞાનથી ભિન્ન કેવળજ્ઞાનરુપી સૂર્યના અરુણોદયરૂપ અનુભવ છે એમ પંડિતોએ જાણ્યું છે.

**વિવેચન**—શ્રુતજ્ઞાન અને કેવળજ્ઞાન તે બંનેથી ભિન્ન એવું અનુભવજ્ઞાન છે. કેવળજ્ઞાનના અવભાસનું અત્યાસન્નવર્તિપણું છે તેણે કરીને તેના અસાધારણ કારણત્વે કરીને, ચિરકાલસુધી અભ્યસ્ત મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનનો પ્રકર્ષરૂપ કાર્યત્વે કરીને અંતરાલવર્તિ, બંનેની મધ્યમાં રહેનાર, અનુભવ છે. તેજ વાત સ્પષ્ટ કરેછે કેવળજ્ઞાનરૂપી સૂર્ય તેનો જે અરૂણોદય. અદૃષ્ટસૂર્ય મંડલથી રક્તતારૂપ પ્રકાશની સદૃશ નિકટવર્તિ. જેમ અરૂણ પછી તરતજ સૂર્ય દેખાય છે તેમ

અનુભવજ્ઞાન પછી કેવળજ્ઞાન થાય છે. અનુભવ એટલે સાક્ષાત વસ્તુ સ્વરૂપનું જાણવું. મતિ અને શ્રુતની પરિપાક અવસ્થા-રૂપ જ્ઞાન. યોગદૃષ્ટિ સમુચ્ચય નામના ગ્રંથમાં પણ કહ્યું છે કે મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનને ઉત્તરભાવી અને કેવળજ્ઞાનથી અવ્યવહિત પૂર્વભાવી અનુભવ છે. આ પ્રમાણે પંડિતો જાણે છે. ત્યાં વળી દૃષ્ટાંત કહેછે. સૂર્યોદય અને સૂર્યાસ્ત બંનેથી વિલક્ષણ બંનેની મધ્યમાં રહેલ સંધ્યા અવસરની જેમ શ્રુત અને કેવળજ્ઞાનની સંધ્યારૂપ અનુભવજ્ઞાન છે.

**व्यापारः सर्वशास्त्राणाम् दिक्प्रदर्शनमेव हि ।**

**पारं तु प्रापयत्येकोऽनुभवो भववारिधेः ॥ २ ॥**

**શબ્દાર્થ**—સર્વે શાસ્ત્રોનો વ્યાપાર, માત્ર દિગ્પ્રદર્શન છે. પણ એક અનુભવજ ભવસમુદ્રનો પાર પમાડે છે.

**વિવેચન**—જિનાગમ, વેદ, સ્મૃતિ, આદિ અશેષ શા-સ્ત્રોનો વ્યાપાર-શાસ્ત્રજ્ઞાનની શકિત-નિશ્ચયે કરીને કાર્ય-સિદ્ધિની દિશાનેજ બતાવે છે, વસ્તુસ્વરુપને અનુકૂલ જે બોધ, તેની પ્રવૃત્તિનો વિધિ, તેનું માત્ર કથન કરેછે. જેમકે પાટલિપુત્ર અહિંથી દક્ષિણ દિશાએ છે એમ સૂચવે છે, શ્રોત્રા-દિને જાગ્રત કરેછે. પરંતુ તેના સ્વરૂપનું હસ્તમાં સમર્પણ ક-રવાને, સંસારસાગરને પેલે પાર, પૂર્વોકત અનુભવ પહોં-

ચાડે છે. શાસ્ત્રસ્વરૂપનું હસ્તામલકવત્ જાણવું તે અનુભવ થીજ થાયછે. કારણકે અનુભવ છે તે આત્મસ્વરૂપસ્પર્શિ બોધમય છે.

अतींद्रियं परब्रह्म विशुद्धानुभवं विना ।
शास्त्रयुक्तिशतेनापि न गम्यं यद्बुधाजगुः ॥ ३ ॥

શબ્દાર્થ—વિશુદ્ધ અનુભવ વિના સો શાસ્ત્રયુક્તિઓથી પણ અતીંદ્રિય પરબ્રહ્મનું જ્ઞાન થતું નથી એમ પંડિતો કહેછે.

વિવેચન—વિશેષે કરીને આવરણના અભાવથી વિમલ જે અનુભવ—પરિપકવ વસ્તુસ્વરૂપદર્શિબોધ-તેના સિવાય શાસ્ત્રોને વિષે જે યુક્તિઓ કહેલી છે, વસ્તુબોધક અનુમાન લિંગાદિ પ્રકારો વર્ણવ્યા છે, તેવી સો યુક્તિઓથી પણ, ઇંદ્રિયજ્ઞાનથી દૂર રહેનાર, સર્વોત્કૃષ્ટ, શુદ્ધ ચૈતન્યસ્વરૂપ, જાણી શકાતું નથી એમ તત્ત્વજ્ઞ પંડિતો કહે છે.

ज्ञायेरन् हेतुवादेन पदार्था यद्यतींद्रियाः ।
कालेनैतावता प्राज्ञैः कृतः स्यात्तेषु निश्चयः ॥ ४ ॥

શબ્દાર્થ—અતીંદ્રિય પદાર્થોનું જો હેતુવાદે કરીને જ્ઞાન થાય તો આટલા કાળે કરીને પંડિતોએ તે પદાર્થોને વિષે નિશ્ચય કર્યો હોત.

**વિવેચન**—જો પૂર્વોકત અનુભવવિના, હેતુવાદ એટલે પ્રમાણ, તર્ક, અનુમાન, યુકિત, વ્યાપ્તિએ કરીને વસ્તુના સ્વરૂપની સિદ્ધિને માટે જે કથન કરવું તેણે કરીને જો ઇંદ્રિયજન્ય જ્ઞાનશકિત જેણે અતિક્રાંત કરી છે, ઇંદ્રિયોથી જેનું ગ્રહણ થઇ શકે નહીં, એવા પદાર્થોનું યથાર્થ સ્વરૂપ સમજાય તો અનાદિકાળથી આજસુધીમાં હેતુવાદ પંડિતોએ આત્માદિ પદાર્થોને વિષે નિશ્ચય-સ્વરૂપનો નિર્ધાર કર્યો હોત. અને તેથી કરીને તે નિમિત્તે કાંઇ વિવાદ રહ્યો ન હોત. પરંતુ આમ થતું નથી માટે અનુભવ વિના સંસારથી તરાય તેમ નથી એ વાત સિદ્ધ થાય છે.

**केषां न कल्पनादर्वी शास्त्रक्षीरान्नगाहिनी ।**
**विरलास्तद्रसास्वादविदोऽनुभवजिह्वया ॥ ५ ॥**

**શબ્દાર્થ**—શાસ્ત્રરૂપી ક્ષીરભોજનમાં વિલોડન કરનાર-ફરનાર-કલ્પનારૂપી ચાટવો કોને નથી ? પણ તેના રસસ્વાદને અનુભવજિંહ્વાએ કરીને જાણવાવાળા વિરલા છે.

**વિવેચન**—આગમાદિ શાસ્ત્ર તે રૂપી દુધનું ભોજન. તેને વિષે પરિભ્રમણ કરેછે એવી કલ્પના-અનુમાનાદિએ કરીને વસ્તુસ્વરૂપનો નિર્ધાર કરવાને જે વિચાર રચના કરવી તે-રૂપી કાષ્ટનો બનાવેલો ચાટવો કોને નથી ? અ-

ર્થાત્ અચેતનભૂત અને અરસજ્ઞ ચાટવાવાળા ઘણા છે કે જે તેનો સ્વાદ લઇ શકતા નથી. પરંતુ અનુભવરૂપી સચેતન અને રસની પરીક્ષામાં કુશળ જિંહ્વાએ કરીને શાસ્ત્રોકત ભાવનો જે રસ, સારાંશ તેનો સ્વાદ લેનાર વિરલા છે.

**पश्यतु ब्रह्मनिर्द्वंद्वं निर्द्वंद्वानुभवं विना ।**
**कथं लिपीमयी दृष्टि र्वाङ्मयी वा मनोमयी ॥ ६ ॥**

**શબ્દાર્થ**—નિર્દ્વંદ્વ ( નિષ્કલેશ ) અનુભવ વિના, લિપીમય-રૂપી, વાચામય-વચનરૂપી અથવા મનોમય-રૂપીદૃષ્ટિ નિર્દ્વંદ્વ બ્રહ્મને કેમ જુએ ?

**વિવેચન**—નિર્દ્વંદ્વ એટલે સકલ વિરૂદ્ધ યુગલ સંયોગ જેમાંથી ચાલ્યો ગયોછે; જેમકે ક્ષુધા અને તૃષાને વિં શોક, અને મોહ, કામ, ક્રોધ, વગેરેના અભાવે કરીને જે નિઃકલેશ છે. એવો શુદ્ધ બોધ વિના, લિપીમય એટલે પુસ્તકન્યસ્ત સંજ્ઞા અક્ષરમય-રૂપી, વાણીમય અથવા હૃદયને વિષે જલ્પાકારરૂપ ચિંતન અક્ષરમય એ પ્રમાણે ત્રણ રૂપ વાળી દૃષ્ટિ, સકલ કલેશત્વ જેમાંથી ગયો છે એવા નિર્વીકાર ચૈતન્ય માત્ર આત્માને કયે પ્રકારે જોઈ શકે ? અર્થાત ન જોઇ શકે.

**न सुषुप्तिरमोहत्वान्नापि च स्वापजागरौ ।**
**कल्पनाशिल्पविश्रांते स्तुर्यैवानुभवोदशा ॥ ७ ॥**

**શબ્દાર્થ**—અમોહત્વે કરીને જે સુષુપ્તિ નથી, સ્વાપ નથી, તેમજ જાગ્રતા નથી, પણ કલ્પનાની રચના અસ્ત થઈ છે જેમાં એવી ચતુર્થ જાગ્રત દશા છે તે અનુભવ દશા છે.

વિવેચન—સુષુપ્તિ એટલે પ્રબલ મિથ્યાત્વ, અજ્ઞાન, મોહરૂપ નિદ્રાએ કરીને સર્વત્ર શયનસદશી દશા. તે રૂપ અનુભવ નથી; કારણકે મોહનો, અજ્ઞાનનો, અભાવ છે વળી સ્વાપ એટલે મિથ્યાત્વ અને તીવ્ર અજ્ઞાન તથા મોહના અભાવથી શયનસ્થ નિદ્રા. તે રૂપ અનુભવ નથી; અને વળી અવિરતિના અભાવથી વિનિદ્ર દશા તેની સદશ પણ જે નથી, કારણકે અનુભવ છે તે ઇષ્ટાનિષ્ટ વિકલ્પની ચિંતનારૂપ રચનાની વિશ્રાંતિ—વિશેષે કરીને નિવૃત્તિ—તેથી વિલક્ષણ છે માટે ઇષ્ટાનિષ્ટ વિકલ્પનો વિરહ હોવાથી અનુભવ છે તે નિર્વીકલ્પ ચતુર્થ જાગ્રત અવસ્થા છે.

**अधिगत्याखिलं शब्दब्रह्म शास्त्रदशा मुनिः ।**
**स्वसंवेद्यं परं ब्रह्मानुभवेनाधिगच्छति ॥ ८ ॥**

**શબ્દાર્થ**—મુનિ, શાસ્ત્રનેત્રે કરીને અખિલ શબ્દબ્રહ્મને

યથાર્થ જાણીને, અનુભવે કરીને સ્વસંવેદ્ય પરબ્રહ્મને પ્રાપ્ત કરે છે.

**વિવેચન**—આગમ તર્ક, વ્યાકરણાદિ શાસ્ત્રરૂપી ચક્ષુએ કરીને સમસ્ત બોધપૂર્વક, ષડ્‌ભાષા પૂર્ણ, વાચામય–રૂપ-શબ્દ બ્રહ્મને યથાર્થ જાણીને, અનુભવે કરીને આત્માથીજ જેનું સંવેદન થાય એવા સર્વોત્કૃષ્ટ આત્મસ્વરૂપને મુનિ પ્રાપ્ત કરે છે. આ ઉપરથી એમ સમજવું કે શાસ્ત્રના બોધપૂર્વક અનુભવજ્ઞાન થાય છે.

---

## योगाष्टकम् ॥ २७ ॥

**मोक्षेण योजनाद्योगः सर्वोऽप्याचार इष्यते ।**
**विशिष्य स्थानवर्णार्थालंबनैकाग्र्य गोचरः ॥ १ ॥**

**શબ્દાર્થ**—( આત્માને ) મોક્ષની સાથે જોડવાથી સર્વ આચાર પણ યોગ કહેવાય છે, તેના ભેદ કરીને સ્થાન, વર્ણ, અર્થ, આલંબન અને એકાગ્ર્ય તે જેને ગોચર છે તે યોગ કહેવાય છે.

**વિવેચન**—' આત્મા ' શબ્દનો અહિંઆ અધ્યહાર છે. મોક્ષ એટલે સકલ કર્મ સંબંધથી નિર્મુક્તિ. તે મોક્ષની સાથે આત્માને જોડવાથી, ચરણસપ્તતિ અને કરણસપ્તતિરૂપ સાધુનો સમગ્ર ક્રિયાવ્યવહાર, " યોગ "–મનશુદ્ધિ

આદિરૂપ મોક્ષ ઉપાય–કહેવાય છે, તથાપિ સમગ્ર આચાર રાશિને પૃથક્ કરીને, સ્થાન એટલે કાયોત્સર્ગ, ચૈત્યવંદન, ગુરૂવંદન આદિ ક્રિયાને વિષે યથોચિત આસન મુદ્રાદિનું કરવું તે; વર્ણ એટલે પદચ્છેદ સહિત અસ્ખલિત સ્ફુટતાએ કરીને સૂત્રપદાદિનું ઉચ્ચારણ કરવું તે; અર્થ એટલે ઉચ્ચાર્યમાણ શાસ્ત્રપદોના વાચ્યભાવનું ચિંતન; આલંબન એટલે જિનસ્વરૂપ અને જિનબિંબાદિનું દૃષ્ટિને વિષે સ્થાપવું; અને એકાગ્ર્ય એટલે ક્રિયમાણ કર્તવ્ય સિવાય બીજું કાંઇ મનથી લક્ષ્ય ન કરવું તે, આ સર્વ જેને ગોચર છે તે યોગ કહેવાય છે.

**कर्मयोगं द्वयं तत्र ज्ञानयोगं त्रयं विदुः ।**
**विरतेष्वेष नियमात् बीजमात्रं परेष्वपि ॥ २ ॥**

**શબ્દાર્થ**—તેમાં કર્મયોગ બે પ્રકારનો છે, અને જ્ઞાન યોગ ત્રણ પ્રકારનો છે. આ યોગ વિરતિને વિષે નિશ્ચયથી છે; અને અવિરતિને વિષે બીજ માત્ર છે.

**વિવેચન**—પૂર્વોક્ત પાંચ પ્રકારના યોગમાં કર્મયોગસ્થાન, વર્ણાત્મક બે પ્રકારનો છે. ક્રિયારૂપત્વે કરીને અને પુણ્યબંધફલત્વે કરીને કર્મત્વ જેને છે તેને કર્મયોગ કહીએ. અને જ્ઞાનયોગ, અર્થ, આલંબન અને એકાગ્ર્યાત્મક ત્રણ

પ્રકાર છે. અંદરની પાપપ્રવૃત્તિનો શોધક અને બ્રહ્મસંવેદનત્વજનક વિશિષ્ટ બોધમયયોગ–મોક્ષપ્રાપ્તિનું અવ્યભિચારી સાધન તેને યોગ કહીએ. આ પંચવિધ અથવા દ્વિવિધ યોગ, દેશવિરતિ અને સર્વ વિરતિને–દેશથી અથવા સર્વથી આરંભ જેણે તજ્યો છે તેને–નિશ્ચયથી હોય છે. કારણકે તેઓ હમેશાં મોક્ષના ઉપાયને વિષે પ્રવૃત્તિ કરે છે. તે સિવાયના અવિરતિ સમ્યક્દષ્ટિ અને માર્ગાનુસારી વગેરેમાં પણ બીજ માત્ર–યોગોત્પત્તિ હેતુમાત્ર કિંચિત–નો સંભવ છે.

कृपानिर्वेदसंवेगप्रशमोत्पत्ति कारिणः ।
भेदाः प्रत्येकमत्रेच्छाप्रवृत्तिस्थिरसिद्धयः ॥ २ ॥

શબ્દાર્થ—કૃપા, નિર્વેદ, સંવેગ અને પ્રશમના ઉત્પત્તિકારણો, ઇચ્છા, પ્રવૃત્તિ, સ્થિરતા, અને સિદ્ધિઓ, એવા દરેક યોગના ભેદો છે.

વિવેચન—આ જે પાંચ પ્રકારના યોગ કહ્યા તે પ્રત્યેક સ્થાનાદિના ભેદ કહે છે. ઇચ્છા, પ્રવૃત્તિ, સ્થિરતા સિદ્ધિઓ તે દરેકના ભેદો છે. તે ભેદ કેવા છે તો કહે છે કે કૃપાદિનું ઉત્પત્તિનું કારણ છે. કૃપા એટલે પ્રાણીઓને વિષે અનુકંપા; નિર્વેદ એટલે ભવભ્રમણથી ત્રાસ, આ ભવમાંથી હું ક્યારે છૂટીશ તે સંવેગ એટલે મોક્ષનો અભિ

લાષ; જન્માદિ કલેશના બિંદુથી રહિત મોક્ષ મારો કયા રે થશે તે, પ્રશમ એટલે ઈંદ્રિય વિષયકષાયોનું શાંત થવું તે; ચારેનો ભવ્ય પુરૂષોના હૃદયને વિષે જે પ્રાદુર્ભાવ કરે છે એવા ઇચ્છાદિ પ્રત્યેક યોગના ભેદ છે.

**इच्छा तद्वत्कथाप्रीतिः प्रवृत्तिः पालनंपरम् ।**
**स्थैर्यं बाधकभीहानिः सिद्धिरन्यार्थसाधनम् ॥ ४ ॥**

**શબ્દાર્થ**—તદ્વત્ કથામાં જેને પ્રીતિ છે તે ઇચ્છાયોગી થાય છે; વિધિપૂર્વક વ્રતાદિનું સેવવું જેને છે તે પ્રવૃત્તિયોગી થાય છે; બાધકોની બીકનો જેને અભાવ છે તે સ્થિરયોગી થાય છે. અને બીજાના અર્થનું જે સાધન તે સિદ્ધિયોગી થાય છે.

**વિવેચન**—શાસ્ત્રોકત ક્રિયા કરવાને જે ભવ્ય પુરૂષની શકિત નથી એવો યોગ જેને છે તેઓ સંબંધી કથાના ગુણના રાગી, વિદ્વાનોએ કરાતી યોગીના ગુણની વાર્તા અથવા તદ્વતીયોગના સ્વરૂપનું પ્રતિપાદન કરનારી કથા તેને વિષે જેને પ્રીતિ છે, પ્રેમપરતા થાય છે. તે ઇચ્છાયોગી કહેવાય છે. શાસ્ત્રોકતભાવ કરવાની અભિલાષા છે તેથી તે સિવાય બીજી કથામાં તેને પ્રીતિ થાય નહિં. વિધિપૂર્વક શાસ્ત્રોકતવ્રત, ક્રિયા, શ્રુત, અને અભ્યાસાદિનું સેવન કરવું તે પ્રવૃત્તિ; તે જેને છે તે પ્રવૃત્તિયોગી કહેવાય છે.શાસ્ત્રોકત અર્થમાં પ્રવૃત્ત થયાથી

જ્ઞાનાદિ ગુણુના રોધક, વિરૂદ્ધ આશયોના ભયનો જેને અભાવ છે, જે નિરતિચારવૃત્તિ છે તે સ્થિરયોગી થાય છે. અંદરનું તેમજ બહારનું ચંચલપણું જવાથી આત્માથી ભિન્ન અન્ય ભવ્ય પુરૂષોના અર્થનું સાધન-દેશનાદિએ કરીને યોગપ્રાપ્તિવિધાન જેને છે તે સિદ્ધયોગી થાય છે. કારણકે બીજાઓની યોગ નિષ્પત્તિ કરેછે.

**अर्थालंबनयोश्चैत्यवंदनादौ विभावनम् ।**

**श्रेयसे योगिनःस्थानवर्णयोर्यत्न एवच ॥ ९ ॥**

**શબ્દાર્થ**—અર્થ અને આલંબનનું ચૈત્યવંદનાદિમાં સ્મરણ કરવું તથા સ્થાન અને વર્ણના વિષયમાં યત્ન કરવો તે યોગીના કલ્યાણને માટે છે.

**વિવેચન**—ચૈત્યવંદન એટલે પ્રણિપાતદંડક પાઠે કરીને જિનબિંબનું સ્તવન કરવું, ગુરૂવંદન કરવું, અને આવશ્યકાદિનું કરવું તેને વિષે પૂર્વોક્ત અર્થ અને આલંબનનું એકાગ્ર મને કરીને સ્મરણ કરવું, હૃદયચક્ષુથી જોવું, તે તથા સ્થાન એટલે વિવિધ પ્રકારના આસનો, અને વર્ણ એટલે વિભક્તિએ કરીને સ્ફુટ ઉચ્ચાર કરવો; તે વિષયમાં જે ઉપયોગ-ઉદ્યમ-તે યોગીના મોક્ષપ્રાપ્તિ આદિ કલ્યાણને માટે છે.

**आलंबनमिह ज्ञेयं द्विविधं रूप्यरूपि च ।**
**अरूपिगुणसायुज्य योगोनालंबनं परम् ॥ ६ ॥**

શબ્દાર્થ—ત્યાં આલંબનરૂપી અને અરૂપી એવું બે પ્રકારનું છે. અરૂપીના ગુણને વિષે સાયુજ્ય, ઉત્કૃષ્ટ અનાલંબનયોગ થાય છે.

વિવેચન—આલંબન યોગના બે ભેદ છે એક રૂપી અને બીજું અરૂપી. રૂપી એટલે મૂતમાન્ અર્હત્બિંબ, ગુરૂ, લોકાકારાદિરૂપ. બીજું અરૂપી. સિદ્ધઆત્મજ્ઞાનાદિ ગુણરૂપ આ બે પ્રકારનું આલંબન ચૈત્યવંદનાદિને વિષે જાણવું. લોકાકાર ગગનપ્રદેશાદિનું આલંબન, ચતુર્વંશતિસ્તવ અને શ્રુતસ્તવનો ઉચ્ચાર કરવાથી થાયછે એમ જાણવું. અરૂપી એટલે સિદ્ધ તેના નિરાકાર, અવિનાશિત્વાદિ ગુણો તેને વિષે જે સાયુજ્ય છે. એકત્ર અભેદ પરિણુતિમાં અભેદ ભાવે કરીને પરિણુમન સ્થિતિ જેની છે, તે પ્રકૃષ્ટ નિરાલંબન-પરરૂપનું જેમાં ગ્રહણ નથી એવો નિરાલંબન-યોગ છે.

**प्रीतिभक्तिवचोऽसंगैः स्थानाद्यपि चतुर्विधम् ।**
**तस्मादयोगयोगाप्ति र्मोक्षयोगः क्रमाद् भवेत् ॥ ७ ॥**

શબ્દાર્થ—પ્રીતિ, ભકિત, વચન, અને અસંગે કરીને

સ્થાનાદિ ચાર પ્રકારના છે. તેમાંથી અયોગ યોગની પ્રાપ્તિ થાય છે; અને ક્રમે કરીને મોક્ષયોગ થાય.

**વિવેચન**—પ્રીતિ એટલે ઉક્ત અનુષ્ઠાન પરમ આદરથી કરવું તે પ્રીતિઅનુષ્ઠાન; ભક્તિ એટલે જે અનુષ્ઠાનમાં કર્તા, બહુમાને કરીને ગૌરવ વિશેષથી અભ્યુત્થાનાદિ બહુમાન તત્પર થઇને વિશુદ્ધતર યોગે કરીને કરે છે તે ભક્તિઅનુષ્ઠાન; વચઃ એટલે આગમોક્ત અનુસારે કરીને જે પ્રવૃત્તિ કરે છે તે વચનઅનુષ્ઠાન; અસંગ એટલે અતિશય અભ્યાસથી આત્મીયભાવ થઇ હોય તેમ શાસ્ત્રસ્મરણ કર્યા વિના જે આચરણા કરવી તે અસંગઅનુષ્ઠાન, તેણે કરીને સ્થાનાદિ પાંચ પ્રકારના યોગ દરેક ચાર ચાર પ્રકારના થાય છે. સ્થાનાદિ પાંચ યોગને ઇચ્છાદિએ ગુણતાં વીશ પ્રકાર થાય; અને દરેકને પ્રીતિ આદિ ચાર પ્રકારે ગુણતાં એંશી પ્રકાર થાય. પૂર્વોક્ત યોગારાધનથી અયોગયોગ–જેમાં મન, વચન, અને કાયાનો વ્યાપાર નથી તે–ની પ્રાપ્તિ થાય છે. સર્વાતિંમ કર્મક્ષય કરવાના ઉપાયની પ્રાપ્તિ થાય છે. તે પછી તરતજ મોક્ષયોગ થાય છે. સકલ કર્મમલનો અભાવ થાય છે.

**स्थानाद्ययोगिनस्तीर्थोच्छेदाद्यालंबनादपि ।**
**सूत्रदाने महादोष इत्याचार्याः प्रचक्षते ॥ ८ ॥**

**શબ્દાર્થ**—સ્થાનાદિથી જે રહિત છે તેને તીર્થના ઉચ્છેદાદિનું આલંબન કરીને પણ સૂત્ર ભણાવવામાં મહાદોષ છે એમ આચાર્યો કહે છે.

**વિવેચન**—પૂર્વોકત સ્થાનાદિ યોગથી જે રહિત છે તેને તીર્થ એટલે જિનશાસન તેના અભાવાદિ આલંબનથી પણ, સૂત્ર ભણાવવાથી અનંત સંસાર અને દુર્લભ બોધી આદિ મહા અપરાધ થાય છે, એમ યોગશાસ્ત્રના કર્તા કહે છે. સૂત્ર શબ્દ મૂખ્યે કરીને આગમોને માટે છે. એટલે કે સ્થાનાદિથી જે રહિત હોય તેને આગમો ભણાવવામાં–અપવાદે પણ શીખવવામાં–મહાદોષ છે. કારણ કે કદાચ તીર્થોચ્છેદ થવાનો સંભવ હોય તોપણ સૂત્ર ભણવાની જેનામાં યોગ્યતા નથી તે તીર્થોચ્છેદનો અટકાવ કરી શકશેજ નહીં.

---

## नियागाष्टकम् ॥ २८ ॥

यः कर्म हुतवान् दीप्ते ब्रह्माग्नौ ध्यानधाय्यया ।
सनिश्चितेन यागेन नियागप्रतिपत्तिमान् ॥ १ ॥

**શબ્દાર્થ**—તીવ્ર બ્રહ્માગ્નિને વિષે ધ્યાનરૂપી ધ્યાયાએ કરીને કર્મનો હોમ જેણે કર્યો છે, તે નિશ્ચિત યોગે કરીને નિયાગને વિષે ગૌરવવાન્ છે.

**વિવેચન**—ધ્યાયા એટલે યજ્ઞની અગ્નિમાં સમિધનો પ્રક્ષેપ કરવાનું સાધન, ઉપકરણ. ધ્યાનરૂપી સાધનથી જાજ્વલ્યમાન બ્રહ્માગ્નિ—નિર્વીકાર ચૈતન્યસ્વરૂપરૂપી અગ્નિ–ને વિષે આઠ પ્રકારના કર્મનો જેણે હોમ કર્યો છે, ધર્મધ્યાનાદિ પરિણામયુકત, શુદ્ધ આચાર પ્રવૃત્તિરૂપ બ્રહ્મને વિષે સ્થિત થઇને કર્મસમૂહનો જેણે ક્ષય કર્યો છે; એવા મુનિ સુવિચારરૂપ મહામંત્રે કરીને યુકત છે. અને નિયાગ એટલે અતિશયે કરીને પરમેશ્વર પૂજામાં ગૌરવવાન્ છે.

**पापध्वंसिनि निष्कामे ज्ञानयज्ञे रतो भव ।**
**सावद्यैः कर्मयज्ञैः किं तिकामनयाविलैः ॥ २ ॥**

**શબ્દાર્થ**—પાપનો નાશ કરનાર અને અભિલાષા રહિત એવા જ્ઞાનમય યજ્ઞને વિષે પ્રીતિવાળા થાઓ. વિભૂતિમાં અભિલાષાએ કરીને મલિન એવા સાવદ્ય યજ્ઞોએ કરીને શું લાભ ?

**વિવેચન**—અશુભ કર્મનો જે નાશ કરે છે, અને નિખિલ અભિલાષ જેમાંથી ચાલ્યો ગયો છે, એવા સ્વપર સ્વરૂપ અવભાસી અને વિશુદ્ધકારી બોધરૂપી યજ્ઞમાં પ્રીત ચિત્ત થાઓ. ભૂતિ એટલે સુખસંપત્તિ. તેની અભિલાએ કરીને

મલિન, અને પશુવધાદિ પાપમય અગ્નિહોમાદિથી કયું કાર્ય સિદ્ધ થાય છે ? અર્થાત્ કંઈ સિદ્ધ થતું નથી.

**वेदोक्तत्वान्मनः शुद्ध्या कर्मयज्ञोऽपि योगिनः ।**
**ब्रह्मयज्ञ इतीच्छंतः श्येनयाग त्यजन्ति किम् ॥ ३ ॥**

**શબ્દાર્થ**—કોઈ કહે છે કે વેદોકત હોવાથી કર્મયજ્ઞ પણ મનશુદ્ધિએ કરીને બ્રહ્મયજ્ઞ છે, એવી ઈચ્છાવાળા યોગીઓ શ્યેનયાગને શા માટે તજે છે ?

**વિવેચન**—પૂર્વોકત પશુવધાદિ ક્રિયારૂપ યજ્ઞ જો કે હિંસામય છે તોપણ તે કરવાનું વેદશાસ્ત્રમા કહ્યું છે તેથી વેદમાં જે કહ્યું છે તે કરવામાં દોષ નથી તેથી, મનુશુદ્ધિના હેતુએ કરીને, કર્મયજ્ઞથી ચિત્તની વિમલતા થાય છે એવા હેતુએ કરીને પૂર્વોકત યજ્ઞ જ્ઞાનમય થાય છે એવું ફળ ઈચ્છવાવાળા બ્રહ્મજ્ઞાનીઓ કર્મયજ્ઞની અભિલાષાવાળા શ્યેનયાગનો કેમ ત્યાગ કરે છે ? વેદમાં કહ્યું છે કે ' **श्येनेनाभिचरन् यजेत्**. માટે શ્યેનયાગ પણ વેદોકત છે તેથી મનશુદ્ધિ કરશે. માટે તેનો ત્યાગ કેમ કરો છો ? માટે સર્વ પ્રકારના હિંસકયજ્ઞો મુમુક્ષુએ તજવા યોગ્ય છે.

**ब्रह्मयज्ञं परं कर्म गृहस्थस्याधिकारिणः ।**
**पूजादि वीतरागस्य ज्ञानमेव तु योगिनः ॥ ४ ॥**

**શબ્દાર્થ**—વીતરાગની પૂજાદિરૂપ ગૃહસ્થ અધિકારીનું ઉત્કૃષ્ઠ કર્મ, બ્રહ્મયજ્ઞરૂપ છે અને યોગીઓને જ્ઞાન એજ ઉચિત કર્મ છે.

**વિવેચન**—હમેશાં કુટુંબપાલનાદિએ કરીને ગૃહારંભમાં પ્રવર્તન કરનાર ન્યાયોપાત્ત દ્રવ્યાદિપણાએ કરીને કર્મયજ્ઞ વિધિને વિષે યોગ્ય, એવાની સાવદ્ય પ્રવૃત્તિ છે તેથી વીતરાગ એટલે સકલ કર્મના જવાથી જે નિરંજન છે એવા પરમેશ્વરની જલ, ચંદન, પુષ્પ, ધૂપ, દીપ, અલંકારોએ કરીને પૂજા કરવી, જિનબિંબની પ્રતિષ્ઠા કરવી, મુનિને દાન આપવું, વગેરે તદ્દરૂપ ઉત્કૃષ્ટ કર્મ-પ્રોક્ત પૂજારૂપ કર્મયજ્ઞ-પૂર્વોક્ત જ્ઞાનયજ્ઞનો હેતુ છે, માટે જ્ઞાનયજ્ઞ છે એમ જાણવું. સર્વ આરંભરહિત મુનિને તો સ્તુતિ, સ્તોત્રાદિએ કરીને જ્ઞાનયજ્ઞજ ઉચિત છે.

**भिन्नोद्देशेन विहितं कर्म कर्मक्षयाक्षमम् ।**

**क्लृप्तभिन्नाधिकारं च पुत्रेष्ट्यादिवदिष्यताम् ॥ ८ ॥**

**શબ્દાર્થ**—ભિન્ન ઉદ્દેશથી કરેલી ક્રિયા કર્મક્ષય કરવાને અશક્ત છે. રચનાએ કરીને જેનો અધિકાર ભિન્ન છે તે પણ, પુત્રેષ્ટયાદિવત્ અનર્થકારી છે એમ સમજવું.

વિવેચન—આત્માની મોક્ષપ્રાપ્તિ સિવાય અન્ય ઉદ્દેશથી કરેલું પૂજાદિ કર્મ-ભોગ પ્રાપ્તિ આદિ રૂપ પ્રવૃત્તિના પ્રયોજને કરેલું કર્મ, જ્ઞાનાવરણાદિ ક્લિષ્ટ કર્મનો વિનાશ કરવાને સમર્થ નથી. રચનાએ કરીને યોગ્યતા જ્યાં ભિન્ન છે, તે પણ પુત્રેષ્ટયાદિવત અનર્થકારી છે. જેમકે ગૃહસ્થઉચિત ક્રિયા કરે તો તે સાધુને અનર્થકારી છે. પુત્રને માટે યજ્ઞ કરવો તે પુત્રેષ્ટિ કહેવાય છે.કે **गृहित्वा पंचवर्षीयं पुत्रेष्टिं प्रथमं चरेत.** ' તેની જેમ આ પણ અનર્થકારી છે એમ સમજવું ભાવાર્થ એવો છે કે જમદગ્નિએ રેણુકાની પ્રાર્થનાથી પુત્રેષ્ટિએ કરીને વિપ્રપુત્રત્વ અને ક્ષત્રિયપુત્રત્વ નિમિત્તે વિપ્રચરૂ અને ક્ષત્રિયચરૂ સાધ્યાં. લોભને વશ થઇ રેણુકાએ ક્ષત્રિયચરૂનું ભક્ષણ કર્યું; અને વિપ્રચરૂ કૃતવીર્યની પત્નીને આપ્યો. યોગ્યતા ભેદ થવાથી મહા અનર્થ થયો. તેજ પ્રમાણે ગૃહસ્થયોગ્ય સ્નાનપૂજાદિ કરનાર ત્યાગી અને ત્યાગી યોગ્ય ભિક્ષાદેશનાદિ કરનાર ગૃહસ્થ અનધિકારી હોવાથી, અનર્થ પ્રાપ્ત કરે છે.

**ब्रह्मार्पणमपि ब्रह्मयज्ञांतर्भावसाधनम् ।**

**ब्रह्माग्नौ कर्मणो युक्तं स्वकृतत्वस्मये हुते ॥ ६ ॥**

શબ્દાર્થ—બ્રહ્માર્પણ પણ બ્રહ્મયજ્ઞના અંતર્ભાવનું સાધન છે, એમ માનો તો સ્વકૃત અહંકારનો હોમ કર્યે

સતે બ્રહ્માગ્નિને વિષે કર્મનો હોમ યુક્ત છે.

વિવેચન—હું જે સર્વ કાંઈ કરું છું તે કાંઇ મારું નથી સર્વ બ્રહ્માર્પણ છે. આવી બુદ્ધિને જ્ઞાનયજ્ઞના અંતર્ભાવનું કારણ જો માનો તો સ્વકૃતપણાના–આ મેં કર્યું એવા–અહંકારનો હોમ કર્યે સતે બ્રહ્માગ્નિને વિષે જ્ઞાનાવરણાદિ કર્મનો હોમ કરવો યુક્ત છે. પોતે જે કાંઈ કરે તે સર્વનું બ્રહ્મને અર્પણ કરો અને તેથી કરીને સ્વત્વ અહંકારનો હોમ કરો તો જ્ઞાનાવરણાદિ કર્મનો બ્રહ્માગ્નિને વિષે હોમ કરવો યુક્ત છે.

ब्रह्मण्यर्पितसर्वस्वो ब्रह्मदृग् ब्रह्मसाधनः ।
ब्रह्मणा जुह्वदब्रह्म ब्रह्मणि ब्रह्मगुप्तिमान् ॥ ७ ॥
ब्रह्माध्ययननिष्ठावान् परब्रह्मसमाहितः ।
ब्राह्मणो लिप्यते नाघैर्नियागप्रतिपत्तिमान् ॥ ८ ॥

શબ્દાર્થ—બ્રહ્મને વિષે જેણે સર્વસ્વ અર્પણ કર્યું છે, જેની બ્રહ્મદષ્ટિ છે, બ્રહ્મ જેનું સાધન છે, બ્રહ્મે કરીને અબ્રહ્મનો જેણે હોમ કર્યો છે, બ્રહ્મચર્યને વિષે નવ પ્રકારના શીલનું રક્ષણ કરનાર છે, જે બ્રહ્માધ્યયનની નિષ્ઠાવાળા છે, પરબ્રહ્મને વિષે સમાહિત છે, એવા નિયાગપ્રતિપત્તિવાળા બ્રહ્મવેદી પાપોએ કરીને લેપાતા નથી.

વિવેચન—નિર્વિકાર ચૈતન્ય સ્વભાવને વિષે સર્વ આત્મભાવ જેણે નિક્ષિપ્ત કર્યો છે, બ્રહ્મ એટલે શ્રુતજ્ઞાનરૂપ જેનું નેત્ર છે, બ્રહ્મ એટલે શુદ્ધસ્વભાવમય મોક્ષ તેજ જેનું નિષ્પાદન છે, શુદ્ધ તપે કરીને મદનવિકારનો જેણે હોમ કર્યો છે, અને બ્રહ્મચર્યને વિષે નવ પ્રકારના શીલનું જે રક્ષણ કરેછે, અને વળી બ્રહ્મ એટલે સાધુનો શુદ્ધ આચાર તેનું પ્રતિપાદન કરનાર આચારાંગજીના નવ અધ્યયનો તેમાં કહેલા આચારની પૂર્ણતા જેનેછે, અને પરબ્રહ્મ એટલે પરિપૂર્ણ શુદ્ધ સ્વરૂપને વિષે એકત્વભાવ જેણે પ્રાપ્ત કર્યો છે. અને પરમેશ્વર પૂજાને વિષે કર્તવ્યતા જ્ઞાનવાળા બ્રહ્મવેદી પાપકર્મોએ કરીને લેપાતા નથી.

---

## पूजाष्टकम् ॥ २९ ॥

दयांभसा कृतस्नानः संतोषशुभवस्त्रभृत् ।
विवेकतिलकभ्राजी भावनापावनाशयः ॥ १ ॥
भक्तिश्रद्धानघुसृणोन्मिश्रपाटीरजद्रवैः ।
नवब्रह्मांगतो देवं शुद्धमात्मानमर्चय ॥ २ ॥

શબ્દાર્થ—દયારૂપી જલથી જેણે સ્નાન કર્યું છે, સંતોષ રૂપી શુભ વસ્ત્રો જેણે ધારણ કર્યા છે, વિવેકરૂપી તિલકથી

જે શોભે છે, ભાવનાએ કરીને જેનો આશય પવિત્ર છે, એવા તમે ભકિત અને શ્રદ્ધારૂપી કેશરથી મિશ્રિત ચંદને કરીને નવ બ્રહ્માંગે શુદ્ધાત્મારૂપ દેવની પૂજા કરો.

વિવેચન—દયા એટલે સર્વ પ્રાણીઓને વિષે દ્રવ્ય અને ભાવકરૂણા તે રૂપી જલથી જેણે સ્નાન કર્યું છે પાપમેલના ત્યાગરૂપ આત્માંગનું પ્રક્ષાલન જેણે કર્યું છે, સ્વભાવને વિષે નિશ્ચલપણું તે સંતોષ, તે રૂપી સકલ સુખના હેતુભૂત ઉજ્વળ વસ્ત્ર જેણે ધારણ કર્યા છે-મનરૂપી અંગ ઉપર ધર્યાં છે;-વિવેક એટલે સ્વપર સ્વરૂપની ભિન્નતાનો નિર્ધાર કરનાર જ્ઞાન. તે રૂપી તિલકથી જે શોભે છે; ભાવના એટલે દેહાદિ અનિત્ય છે, અને આત્મા અવિનાશી છે, તે રૂપી ચિંતનની પરિણતિ, તેણે કરીને જેનો અભિપ્રાય પવિત્ર છે એવા તમે ભકિત એટલે એકાગ્ર ચિત્તવૃત્તિરૂપ આરાધ્યતાની પરિણતિ, અને શ્રદ્ધાન એટલે ચિત્તની પ્રસન્નતા. તે પૂર્વક જિન મતમાં પરમ અસ્તિક્ય, તે રૂપી કેશર સાથે મિશ્રિત ચંદને બ્રહ્મચર્ય રક્ષણના નવ અંગ-ઉપાયો-ને વિષે પૂજા કરતા, નિર્વિકાર આત્મસ્વભાવરૂપ દેવને પૂજો.

क्षमापुष्पस्रजं धर्मयुग्मक्षौमद्वयं तथा ।

ध्यानाभरणसारं च तदंगे विनिवेशय ॥ १ ॥

શબ્દાર્થ—ક્ષમારૂપી પુષ્પનો હાર, બે ધર્મરૂપી બે વસ્ત્રો, અને ધ્યાનરૂપી શ્રેષ્ઠ આભરણ, તે પ્રભુના અંગે સ્થાપો.

વિવેચન—ક્ષમા એટલે-ક્રોધત્યાગની પરિણતિ, તે રૂપા સુગંધી પુષ્પની માલા, ધર્મ એટલે શ્રુત, ચારિત્રરૂપ અથવા દેશવિરતિ, સર્વવિરતિરૂપ; અથવા નિશ્ચય, વ્યવહારરૂપ, તેનું યુગ્મ, તે રૂપી બે વસ્ત્રો. અને ધર્મ અને શુક્લ ધ્યાનરૂપ શ્રેષ્ઠ અલંકાર, પૂર્વોકત શુદ્ધાત્મ દેવના શરીર ઉપર વિશિષ્ટ વિધિએ રચો–સ્થાપો.

**मदस्थानभिदात्यागैं लिखाग्रे चाष्टमंगलीम् ।**
**ज्ञानाग्नौ शुभसंकल्पकाकतुंडं च धूपय ॥ ४ ॥**

શબ્દાર્થ—મદસ્થાનના પ્રકારોના ત્યાગે કરીને તે દેવની સમક્ષ અષ્ટ મંગળ રચો; અને જ્ઞાનાગ્નિને વિષે શુભ સંકલ્પરૂપ કૃષ્ણાગુરૂનો ધૂપ કરો.

વિવેચન—મદ એટલે અહંકાર વિશેષ. તેના આઠ સ્થાનો છે. જાતિમદ, કુલમદ, બળમદ, રૂપમદ શ્રુતમદ તપમદ વાલ્લભ્યમદ અને લાભમદ. તેનો પ્રકારોનો પરિહાર કરી શુદ્ધાત્મ દેવના મુખાગ્રે સ્વસ્તિકઆદિ અષ્ટમંગલ રચો. અને

નિર્મલજ્ઞાનરૂપી ધૂમરહિત વન્હિને વિષે ઉજ્વળ મનોરથરૂપી કૃષ્ણાગુરૂનો ધૂપ કરો.

**प्राग्धर्मलवणोत्तारं धर्मसंन्यासवन्हिना ।**
**कुर्वन् पूरय सामर्थ्यराजन्नीराजनाविधिम् ॥ ५ ॥**

**શબ્દાર્થ**—ધર્મસંન્યાસરૂપી અગ્નિએ કરીને પૂર્વે ધર્મોને લવણાવતરણ કરીને, સામર્થ્ય યોગે કરીને શોભતા આરતિવિધિ કરો.

**વિવેચન**—ધર્મસંન્યાસ એટલે ઔદયિક સ્વભાવરૂપ ઈચ્છાના પરિણામોનો દ્વિતિય અપૂર્વકરણનેવિષે ત્યાગ, તે રૂપી અગ્નિકુંડે કરીને, પ્રાગ્ધર્મ એટલે સરાગ અવસ્થાથી થતા ક્ષાયોપશમિક ધર્મો, સમ્યક્ દર્શનાદિ તેનું ક્ષાયિકભાવની પ્રાપ્તિએ કરીને લવણાવતરણ રચીને, સામર્થ્ય, એટલે ક્ષપકશ્રેણિના શિખર ઉપર લભ્ય પરિણામ, તેણે કરીને શોભતા આરતિનીવિધિ પૂરો રચો. પ્રાગધર્મ એટલે પૂર્વના સરાગધર્મ તે રૂપી લુણ–મીઠું–પ્રભુ ઉપરથી ઉતારીને અગ્નિમાં નાંખો. એટલે સરાગ ધર્મનો ત્યાગ કરો. ધર્મસંન્યાસ અગ્નિએ કરીને આરતિ ઉતારો, વીતરાગ ધર્મનો આદર કરો.

**स्फुरन् मंगलदीपं च स्थापयानुभवं पुरः ।**
**योगनृत्यपरस्तौर्यत्रिकसंयमवान्भव ॥ ६ ॥**

શબ્દાર્થ—અનુભવરૂપી સ્ફુરત્ મંગલદીપ તે દેવની અગ્રે સ્થાપો, યોગરૂપી નૃત્યને વિષે તત્પર થાઓ, અને તૌર્યત્રિકરૂપ સંયમવાળા થાઓ.

વિવેચન—અનુભવ એટલે આત્મસ્વરૂપના આસ્વાદનયુક્ત સ્પર્શજ્ઞાન, તે રૂપી વિલાસ ધારણકરવાવાળા સર્વ ઉપદ્રવને શાંત કરનાર મંગલનો પ્રદીપ શુદ્ધાત્મ દેવના મુખાગ્રે સ્થાપો; અને યોગ એટલે મન વચન અને કાયાનું શુદ્ધ આત્મભાવને વિષે એકાગ્ર્ય પ્રવર્તન, તે રૂપી નૃત્યને વિષે તત્પર થાઓ, ઉપયોગવૃત્તિ કરો; તૌર્ય એટલે મુરજાદિ વાદિત્રના ધ્વનિઓ તેનો ત્રિક–સંઘ–તે રૂપી ઇંદ્રિયયોગ, કષાય નિગ્રહરૂપ સંયમવાળા થાઓ. મનસંયમ, વચનસંયમ અને કાયસંયમવાન્ થાઓ.

उल्लसन्मनसः सत्यघंटां वादयतस्तव ॥
भावपूजारतस्येत्थं करक्रोडे महोदयः ॥ ७ ॥

શબ્દાર્થ—આ પ્રમાણે ભાવપૂજાને વિષે તત્પર, ઉલ્લાસયુક્ત મનવાળા અને સત્યઘંટા નાદ કરનારનો મહોદય કરક્રોડને વિષે છે.

વિવેચન—પૂર્વોક્ત વિધિ પ્રમાણે ભાવપૂજા એટલે શુદ્ધ સ્વભાવે કરીને પૂજા અથવા શુદ્ધ સ્વભાવ સામગ્રીમય પૂજા,

અથવા શુદ્ધ સ્વભાવની પૂજા, અર્ચના, તેને વિષે જે તત્પર છે તેનો, અને જેનું ચિત્ત પરમ અલ્હાદવાળું છે તેનો તથા સત્ય એટલે યથાર્થ સ્વરૂપ, યથાવાદી તથા કારિત્વરૂપ પ્રસિદ્ધ વાદ તે રૂપ ઘંટા બજાવનારનો, મોક્ષ હસ્તતલ-હથેળી-માંજ છે.

द्रव्यपूजोचिता भेदोपासना गृहमेधिनाम् ।
भावपूजा तु साधुनामभेदोपासनात्मिका ॥ ८ ॥

**શબ્દાર્થ**—ભેદન વિષે આરાધના રૂપ દ્રવ્ય પૂજા ગૃહસ્થને ઉચિત છે, અને અભિન્ન આરાધનના સ્વરૂપ ભાવ પૂજા સાધુને ઉચિત છે.

**વિવેચન**—ભેદોપાસના એટલે સ્વાત્મસત્તાથી ભિન્ન આનંદ ચિદ્દ વિલાસી સકલ કૃત્યો જેનાં સિદ્ધ થયાં છે એવા અર્હત્ પરમેશ્વરને વિષે આલંબનવાળી આરાધના, તે રૂપી દ્રવ્ય પૂજા ગૃહસ્થોને ઉચિત છે. અભિન્ન આધારને અવલંબન કરનારી ભાવપૂજા-નિર્વિકલ્પ સેવા-સાધુઓને ઉચિત છે. સવિકલ્પ ભાવ પૂજા ગૃહસ્થને પણ ઉચિત છે.

## ध्यानाष्टकम् ॥ ३० ॥

**ध्याता ध्येयं तथा ध्यानं त्रयं यस्यैकतां गतम् ।**
**मुनेरनन्यचित्तस्य तस्य दुःखं न विद्यते ॥ १ ॥**

**શબ્દાર્થ**—ધ્યાતા, ધ્યેય અને ધ્યાનનું ત્રિક જેનું એકતાને પામ્યું છે એવા અનન્યચિત્તમુનિને કાંઈ દુઃખ હોતું નથી.

**વિવેચન**—ધ્યાતા, એટલે ધ્યાન કર્તા, ધ્યેય એટલે ધ્યાન કરવા યોગ્ય વસ્તુ, અને ધ્યાન એટલે ધ્યાન કર્તાનો વ્યાપાર તે વસ્તુત્રિક-ત્રણ-જેનું એક ભાવને, અભિન્ન આચારતાને, પામ્યું છે; અને આત્મ સ્વરૂપથી અન્યત્ર જેના મનનો ઉપયોગ નથી, એવા એકાગ્રચિત્તવાળા મુનિને, રાગાદિ જનિત કલેશ, સંતાપ, હોતો નથી. કારણ કે તે દુઃખના નિમિત્તભૂત મનના ચપળપણાનો તેમને અભાવ છે.

ઉપાધ્યાયજી અન્યત્ર પણ એ વાત કહે છે. જુઓ પદ નવમું.

ધ્યાતા ધ્યેય ભયે દોઊ એકહું, મિટયો ભેદકો ભાગ
ફુલ બિહારી છલે જબસરિતા, તબ નહિં રહત તડાગ.
મેરે પ્રભુશું પ્રગટયો પૂરન રાગ ॥ ૨ ॥

ध्यातांतरात्मा ध्येयस्तु परमात्मा प्रकीर्तितः ।
ध्यानं चैकाग्र्यसंवित्तिः समापत्तिस्तदेकता ॥ २ ॥

શબ્દાર્થ—અંતરાત્મા ધ્યાતા છે, અને પરમાત્મા ધ્યેય છે. એકાગ્ર્યસંવિત્તિ ધ્યાન છે, અને તેઓની સમાપત્તિ એ એકતા છે.

વિવેચન—ધ્યાતા એટલે ધ્યાનભાવનો સાધક. તે કોણ છે તો કહે છે કે તે અંતરાત્મા છે. બહિર્ગતિ જેણે ત્યાગ કરી છે, સાધક દશા જેણે પ્રાપ્ત કરીછે તે છે. ધ્યેય કોણછે? કોનું ધ્યાન કરવાનું છે? તો કહે છે કે પરમાત્મા ધ્યેય છે, અષ્ટ કર્મ જેનાં ક્ષય થઇ ગયાં છે એવા પરમ જ્યોતિરૂપ સિદ્ધ પરમાત્મા, તથા ચાર કર્મ જેનાં ક્ષય થઇ ગયાં છે એવા અરિહંત પરમાત્મા ધ્યેય છે. ધ્યાન શું છે તો કહેછે કે એકાગ્ર્યરૂપ સંવિત્તિ એટલે જ્ઞાન તે ધ્યાન છે. તેઓની સમાપત્તિ એટલે ધ્યાતાને વિષે ધ્યેયે અને ધ્યાનની એકી ભાવે કરીને પ્રાપ્તિ, લય સમવતાર પરિણામતા, તે એકતા છે. અભેદ ભાવતા છે. ધ્યાતાનું લક્ષણ પૂજ્યપાદ શ્રી હેમચંદ્ર સૂરિ શ્રી યોગશાસ્ત્ર ગ્રંથમાં નીચે પ્રમાણે કહેછે:-

अमुंचन् प्राणनाशेऽपि संयमैकधुरीणताम् ।
परमात्मसमं पश्यन् स्वस्वरुपापरिच्युतः ॥ १ ॥

उपतापमसंप्राप्तः शीतवातातपादिभिः ।
पिपासुरमराकारयोगामृतरसायनम् ॥ २ ॥
रागादिभिरनाक्रान्तं क्रोधादिभिरदूषितम् ।
आत्मारामं मनः कुर्वन् निर्लेपः सर्वकर्मसु ॥ ३ ॥
विरतःकामरागेभ्यः स्वशरीरेऽपि निःस्पृहः ।
संवेगोदधिनिर्मग्नः सर्वत्र समतां श्रयन् ॥ ४ ॥
नरेंद्रे वा दरिद्रेवा तुल्यकल्याणकामनः ।
अमात्रकरुणापात्रं भवसौख्यपराङ्मुखः ॥ ५ ॥
सुमेरुरिव निःकंपः शशीवानंददायकः ।
समीर इव निःसंगः सुधीर्ध्याता प्रशस्यते ॥ ६ ॥
[1]मणाविव प्रतिच्छाया समापत्तिः परात्मनः ।
क्षीणवृत्तौ भवेद्ध्यानादंतरात्मनि निर्मले ॥ ३ ॥

શબ્દાર્થ—ધ્યાનથી વૃત્તિનો અભાવ થયે સતે, મણિને વિષે પ્રતિબિંબ પડે છે તેમ, નિર્મલ અંતરાત્મામાં પરમાત્માની સમાપત્તિ થાય છે.

**વિવેચન**—જેમ ચંદ્રકાંત સ્ફટિક આદિ રત્નોને વિષે ઘટાદિ પદાર્થનું પ્રતિબિંબ પડેછે તેમ, ધ્યાને કરીને, એકાગ્ર

---

૧ પાઠાંતર—**मणौविंब.**

પરિણતિવાળા આત્માને વિષે, મનની પ્રવૃત્તિઓનો અભાવ થયે સતે, રાગાદિ વિક્ષોભરૂપી પંકરહિત, અને સાધક દશા વિરાજીત, જીવને વિષે અથવા તેના ઉપયોગને વિષે, પરમાત્માનું પ્રતિબિંબ પડેછે. એટલે બ્રહ્મસ્વરૂપ તેને વિષે ઝળકી રહે છે. કહ્યું છે છેઃ—

**मणेरिवाभिजातस्य क्षीणवृत्तेरसंशयम् ।**
**तात्स्थात्तदंजनत्वाच्च समापत्तिः प्रकीर्तिता ॥**

**आपत्तिश्च ततः पुण्यतीर्थकृत्कर्मबंधतः ।**
**तद्भावाभिमुखत्वेन संपत्तिश्च क्रमाद् भवेत् ॥ ४ ॥**

**શબ્દાર્થ**—(ધ્યાનથી) પહેલી આપત્તિ થાયછે. ત્યાર પછી પવિત્ર તીર્થંકર નામ કર્મનો બંધ થાય છે; અને ક્રમેકરીને તે કર્મ ઉદયમાં આવ્યાથી સંપત્તિ થાય છે.

**વિવેચન**—ધ્યાન કર્યાથી પ્રથમ આપત્તિ થાય છે. આપત્તિ એટલે પરિપૂર્ણ આત્મસ્વરૂપનો અનુભવ; અને શુદ્ધ સમ્યકત્વ જ્ઞાનચારિત્રને વિષે પરમ ભક્તિભાવની પ્રાપ્તિ. તે આપત્તિની પ્રાપ્તિ થયાપછી તીર્થંકરનામ કર્મ ઉપાર્જન થાય છે એવા કર્મનો બંધ થાય છે કે જેનું ફળ પવિત્ર, સદ્ધર્મના આધાર, તીર્થપ્રવર્તક જિનેશ્વર છે. ત્યારપછી જ-

ન્માંતરને વિષે સ્થિતિ આદિના પરિપાકથી તે તીર્થંકર નામકર્મનો ઉદય થવાથી સંપત્તિ એટલે તીર્થંકરપદની પ્રાપ્તિ થાય છે.

इत्थं ध्यानफलाद्युक्तं विंशतिस्थानकाद्यपि ।
कष्टमात्रंत्वभव्यानामपि नो दुर्लभं भवे ॥ ५ ॥

**શબ્દાર્થ**—આ પ્રમાણે ધ્યાનનું ફળ જેને વિષે છે એવો વીશસ્થાનક તપ પણ યુકત છે. કષ્ટ માત્રતો અભવ્યને પણ સંસારમાં દુર્લભ નથી.

**વિવેચન**—પૂર્વોક્ત પ્રકારે કરીને અર્હત્પદપ્રાપ્તિરૂપ ધ્યાનનું ફળ જેને વિષે છે એવો વીશસ્થાનકની ઓળીનો તપ પણ યુક્ત છે. શરીરનું શોષણ માત્ર જેનું ફળ છે એવો તપ તો આ સંસારમાં અભવ્યને પણ–મુક્તિ પામવાને અયોગ્ય જીવને પણ–સુલભ છે.

जितेंद्रियस्य धीरस्य प्रशांतस्य स्थिरात्मनः ।
सुखासनस्य नासाग्रन्यस्तनेत्रस्य योगिनः ॥ ६ ॥

रुद्धबाह्यमनोवृत्ते र्धारणाधारयारयात् ।
प्रसन्नस्याप्रमत्तस्य चिदानंदसुधालिहः ॥ ७ ॥

सा म्राज्यमप्रतिद्वंद्वमंतरेव वितन्वतः ।
ध्यानिनो नोपमा लोके सदेवमनुजेऽपि हि ॥ ८ ॥

**શબ્દાર્થ**—જે જિતેંદ્રિય છે, ધીર છે, પ્રશાંત છે, સ્થિરાત્મા છે, સુખાસન છે, નાસાગ્રે નેત્રને જેણે સ્થાપ્યાં છે; (૬) ધારણાની ધારાએ કરીને બાહ્ય મનોવૃત્તિનો શીઘ્રપણે જેણે રોધ કર્યો છે, જે પ્રસન્ન છે, અપ્રમત્ત છે, ચિદાનંદરૂપી અમૃતનો સ્વાદ લેનાર છે; (૭) અંતરને વિષેજ અપ્રતિદ્વંદ્વ સામ્રાજ્યનો વિસ્તાર કરનાર છે; એવા યોગીની સદૃશ દેવ અને મનુષ્ય લોકમાં પણ કોઇ નથી (૮)

વિવેચન—જિતેંદ્રિય એટલે બહિર્વૃત્તિના નિરોધે કરીને નિજસ્વરૂપના ગ્રહણની અભિમુખ ઇંદ્રિઓને જેણે દોરી છે તે, ધીર એટલે પરિષહ તથા ઉપસર્ગના નિપાતમાં જે કંપાયમાન થતા નથી, પ્રશાંત એટલે વિષય અને કષાયના વિકારોનો જેણે નાશ કર્યો છે, સ્થિરાત્મા એટલે નિજ સ્વરૂપમાં રમણને વિષે જેણે મનનો ઉપયોગ નિશ્ચલ કર્યો છે, સુખાસન એટલે ધ્યાનનો ઘાત નહીં કરનાર પદ્માસનાદિરૂપ જેનાં આસન છે, અન્ય દિશાઓમાં વિલોકનનો નિષેધ કરીને નાસીકાના અગ્રભાગને વિષે નેત્રપ્રસાર જેણે સ્થાપ્યો છે,(૬) ધારણા એટલે ધ્યેય વસ્તુને વિષે મનનું નિરંતર સ્થિર નિવેશન, તેની અખંડ ધારાએ કરીને શીઘ્રપણે જેણે અના-

ત્મીય વિષયમાં જતી ચિત્તપ્રવૃત્તિનો રોધ કર્યો છે, અને કલેશરહિત હોવાથી જેનું હૃદય શુદ્ધ છે; મિથ્યાત્વાદિ સર્વ પ્રમાદથી રહિત છે, અને જ્ઞાનજનિત સ્વાભાવિક આનંદરૂપી અમૃતનું આસ્વાદન કરે છે. ( ૭ ). સ્વાત્મસ્વભાવની અભ્યંતરને વિષે રાગાદિ કલેશનો ઉદ્દભવ નથી એવા અખંડ ધારાવહી જ્ઞાનસામ્રાજ્યનો વસ્તિાર કરનાર યોગીની સદશ ચરાચર વિશ્વને વિષે કોઈ નથી; કારણકે તેણે અવિનાશી પરમ સુખ પ્રાપ્ત કર્યું છે.

---

## तपाष्टकम् ॥ २१ ॥

ज्ञानमेव बुधाः प्राहुः कर्मणां तापनात्तपः ।
तदाभ्यंतरमेवेष्टं बाह्यं तदुपबृंहकम् ॥ १ ॥

શબ્દાર્થ—કર્મોનું જ્વલન કરવાથી જ્ઞાન એજ તપ છે એમ તત્ત્વજ્ઞો કહે છે, તે અભ્યંતર તપજ ઈષ્ટ છે, બાહ્ય તપ તેને વધારનાર છે.

**વિવેચન**—તત્ત્વ જાણવામાં જે કુશલ છે તે કહે છે કે જ્ઞાન છે તે આત્મપ્રદેશોને વિષે ગાઢતર સંબંધે કરીને સંશ્લિષ્ટ છે એવાં જ્ઞાનાવરણાદિ અષ્ટ પ્રકારના કર્મોનું જ્વલન

કરે છે. તેથી જ્ઞાન તેજ તપ છે, માટે જ્ઞાન નિરપેક્ષ કાયકષ્ટરૂપ તપનો ત્યાગ કરવો. કર્મમલ પ્રજ્વલન કરવાનો જેનો સ્વભાવ છે એવો માત્ર અભ્યંતર તપ પ્રમાણ છે. અંતર્ગત કાર્મણ શરીરને જે તપાવી દે છે, સ્વાધ્યાય, ધ્યાન, કાયોત્સર્ગ, વિનય, વૈયાવૃત્તિ અને પ્રાયશ્ચિતરૂપ જે તપ છે તેજ પ્રમાણ છે; કારણ કે કર્મનો નાશ કરવાનો તેમનો સ્વભાવ છે. બાહ્ય તપ જે છે એટલે બાહ્ય શરીરને જે તપાવે છે તે તપ અભ્યંતર તપને વધારે છે; અને તેટલા માટે તે પણ ઈષ્ટ છે.

आनुश्रोतसिकी वृत्तिर्बालानां सुखशीलता ।
प्रातिश्रोतसिकीवृत्तिर्ज्ञानिनां परमं तपः ॥ २ ॥

શબ્દાર્થ—બાલની આનુશ્રોતસિકીવૃત્તિ સુખે કરીને અભ્યસનીય છે. જ્ઞાનીની પ્રાતિશ્રોતસિકીવૃત્તિ પરમ તપ છે,

વિવેચન—બાલ એટલે તત્ત્વનો અર્થ જેણે જાણ્યો નથી તે. અનુ એટલે લોકપ્રવર્તને કરીને સહસા આવે શ્રોત એટલે દૃષ્ટાદૃષ્ટ સુખાભિલાપપૂર્વક તપાદિ પ્રવર્તનનો પ્રવાહ તેને વિષે થયેલી વર્તના સ્થિતિ, બાલ જીવને અનાયાસે કરીને અભ્યસનીય છે. કારણ કે અનાદિ કાળથી તેનો અભ્યાસ છે. પરંતુ યથાર્થ વસ્તુસ્વભાવ જેણે જાણ્યો

છે તેમની લોક પ્રવૃત્તિથી વ્યાવૃત્ત નિરાશંસ ભાવના પ્રવાહને વિષે થયેલી વર્તના સ્થિતિ, સર્વોત્કૃષ્ટ તપ છે એમ જાણવું.

**धनार्थिनां यथा नास्ति शीततापादि दुस्सहम् ।**
**तथा भवविरक्तानां तत्त्वज्ञानार्थिनामपि ॥ ३ ॥**

શબ્દાર્થ—ભવથી વિરકત થયેલા તત્ત્વજ્ઞાનના અર્થીને પણ ધનાર્થીની જેમ શીત તાપાદિ દુઃસહ નથી.

વિવેચન—સુવર્ણ રત્નાદિ પ્રાપ્ત કરવાનું જેનું પ્રયોજન છે તેને શીત, તાપ, ક્ષુધા, તૃષા, વગેરે દુઃસહ નથી; તેજ ન્યાયે કરીને જન્મ મરણાદિય સંસારથી જે ઉદ્વિગ્નચિત્ત છે એવાને, અનુભવ, અવધિ, મનઃપર્યવ, અને કેવલાત્મક જ્ઞાન જેનું પ્રયોજન છે તેને પણ, શીતતાપાદિ દુઃસહ નથી.

**सदुपायप्रवृत्तानामुपेयमधुरत्वतः ।**
**ज्ञानिनां नित्यमानंदवृद्धिरेव तपस्विनाम् ॥ ४ ॥**

શબ્દાર્થ—સદુપાયને વિષે પ્રવૃત્ત થયેલા જ્ઞાની અને તપસ્વિના આનંદની, ઉપેયની મધુરતાથી, નિત્ય વૃદ્ધિ થાય છે.

વિવેચન—સદુપાય એટલે ઇષ્ટ સિદ્ધિને વિષે અવ્યભિચારી ઉપાય તપ સંયમાદિ રૂપ દશ પ્રકારનો મુનિનો ધર્મ,

તેને વિષે જે ઉદ્યમવંત છે, જે જ્ઞાની છે, વસ્તુપરમાર્થ જેણે જાણ્યો છે, અને બાર પ્રકારનો તપ કરે છે, તેઓના આનંદની વૃદ્ધિજ થાયછે. પરંતુ દુઃસહત્વ તેમના મનમાં પ્રવેશ કરતુંજ નથી. ઉપેય મધુરત્વ છે માટે ઉપેય એટલે સર્વ ઉપાયે કરીને જે સાધ્ય વિશિષ્ટ આનંદમય મોક્ષ તેને વિષે જે મધુરતા—પ્રેમની ગરિષ્ઠતા—છે તેથી તેમના આનંદની વૃદ્ધિ થાય છે.

इत्थं च दुःखरूपत्वात् तपो व्यर्थमितीच्छताम् ।
बौद्धानां निहता बुद्धिर्बौद्धानंदापरीक्षयात् ॥ ५ ॥

શબ્દાર્થ—એ પ્રમાણે દુઃખરૂપ હોવાથી તપ વ્યર્થ છે એમ ઇચ્છતો બુદ્ધિમાં થયેલ આનંદના અવિનાશથી બૌદ્ધોની મતિ હણાયેલી છે.

વિવેચન—ઉપરના શ્લોકમાં કહ્યા પ્રમાણે તપનું આનંદદાયિત્વ જાણીને અને અનુભવ કરીને ગ્રંથકાર કયા સિદ્ધાંત ઉપર આવેછે તે કહેછે. બૌદ્ધ એટલે સુગતના મતાનુયાયી એમ માને છે કે તપ કરવો તે વ્યર્થ છે, મિથ્યા છે. કારણકે તે માત્ર દુઃખરૂપ છે. તે તપનું કાંઈ પ્રયોજન નથી. આવી ઈચ્છા ધરાવવાળા બૌદ્ધોની મતિ કુંઠિત થયેલી છે, હણાયલી છે. કારણકે બુદ્ધિ એટલે જ્ઞાન તેને વિષે સમુત્પન્ન જે આનંદ, તેનો અવિનાશ છે. અર્થાત્ તે આનંદ અવિનાશી છે.

यत्रब्रह्म जिनार्चा च कषायाणां तथा हतिः ।
सानुबंधा जिनाज्ञा च तत्तपः शुद्धमिष्यते ॥ ६ ॥

**શબ્દાર્થ**—તેજ તપ જિનેશ્વરે શુદ્ધ કહ્યો છે કે જેને વિષે બ્રહ્મચર્ય છે, જિનપુજા છે, કષાયો હણાય છે; અને સાનુબંધ જિનાજ્ઞા છે.

**વિવેચન**—તપ કર્યે સતે બ્રહ્મચર્ય નિર્મલ, સુકર થાય છે; અને વળી વીતરાગની પૂજા, ભક્તિ; સુખે કરીને થાય છે. અને કષાયોનો નાશ થાય છે. અને જિનેશ્વરની આજ્ઞા જિનવચન સદૃશ થાય છે એવો તપ દોષરહિત છે, શુદ્ધ છે, એમ જિનેશ્વર ભગવાને કહ્યું છે.

तदेव हि तपः कार्यं दुर्ध्यानं यत्र नो भवेत् ।
येन योगान हियन्ते क्षीयन्ते नेंद्रियाणि वा ॥ ७ ॥

**શબ્દાર્થ**—તેજ તપ કરવો કે જેને વિષે દુર્ધ્યાન નથી, જેને વિષે યોગહીન થતા નથી અને ઇંદ્રિયોનો નાશ થતો નથી.

**વિવેચન**—વક્ષ્યમાણ વિધિયુક્ત તપજ કરવા યોગ્ય છે કે જે તપ કર્યે સતે ક્ષુધા અથવા પિપાસાએ કરીને આર્તધ્યાન થતું નથી. અને સ્વાધ્યાય આદિ સંયમના વ્યાપારો હાનિ

પામતા નથી, અથવા પાંચે ઇંદ્રિયો જે કે ધર્મના હેતુ છે તે ક્ષીણ થતી નથી.

मूलोत्तरगुणश्रेणिप्राज्यसाम्राज्यसिद्धये ।
बाह्यमाभ्यंतरं चेत्थं तपः कुर्याद् महामुनिः ॥ ८ ॥

**શબ્દાર્થ**—મૂલ અને ઉત્તરગુણની શ્રેણિ રૂપ વિશાલ સામ્રાજયની સિદ્ધિને માટે મહામુનિ એ પ્રમાણે બાહ્ય અને અભ્યંતર તપ કરે.

**વિવેચન**—મહાન તત્ત્વો જેણે જાણ્યા છે એવા નિઃસ્પૃહ સાધુ અનશન આદિ બાહ્ય, અને પ્રાયશ્ચિત આદિ અભ્યંતર, જ્ઞાનવિશિષ્ટ તપ પૂર્વોક્ત પ્રકારે આદરે તેથી કઈ સિદ્ધિ છે તે કહે છે. મૂલગુણ એટલે ધર્મ રૂપી વૃક્ષના મૂળરૂપ જ્ઞાનચારિત્રાદિ. અથવા પંચમહાવ્રત અને ચરણસપ્તતિ રૂપ; ઉત્તરગુણ એટલે તે ધર્મવૃક્ષની શાખા પ્રતિશાખાતુલ્ય સમિતિ, પિંડ વિશુદ્ધિ આદિ કરણસપ્તતિ રૂપ; તે ગુણોની શ્રેણી એટલે પરંપરા, પ્રવાહ, તે રૂપી વિશાલ સામ્રાજય, તેની નિષ્પત્તિ, પ્રાપ્તિ, ને માટે પૂર્વોક્ત પ્રકારે તપ કરે.

## सर्वनयाश्रयाष्टकम् ॥ ३२ ॥

धावन्तोऽपि नयाः सर्वे स्युर्भावे कृतविश्रामाः ।
चारित्रगुणलीनः स्यादिति सर्वनयाश्रितः ॥ १ ॥

**શબ્દાર્થ**—દોડતા એવા સર્વે નયો સ્વભાવને વિષે વિ-શ્રામ કરનારા થાય છે. તે કારણુ માટે ચારિત્ર ગુણમાં જે લીન છે. તે સર્વે નયના ધારક હોય છે.

**વિવેચન**—નય એટલે વસ્તુ સ્વરૂપ બતાવવાને કરેલો વચન માર્ગ તે નયના નૈગમઆદિ ભેદ છે. તે સર્વે નયો પોતાનો પક્ષ સ્થાપવાને પ્રતિપક્ષ નયની અપેક્ષા રહિત છે તેથી, શીઘ્રગામી છે. પોતાના પક્ષપાતી છે તે સર્વે, ભાવ એટલે વસ્તુના મૂળ સ્વભાવને વિષે, વસ્તુ ધર્મને વિષે પ્રવૃત્તિ વ્યાપારનો વિશ્રામ કરે છે. એટલે કે સર્વે નયો પોત પોતાનો મત સ્થાપવામાં રસિક છે. વસ્તુધર્મ અનંત છે તેથી એક એક ધર્મની મુખ્યતાએ કરીને ભિન્ન ભિન્ન સ્વભાવ વસ્તુનું સ્થાપન કરે છે તોપણુ તેમનો સઘળો વ્યાપાર વસ્તુધર્મને વિષે સમાપ્ત થાય છે પરંતુ તેનાથી બહાર નથી. કારણુ કે વસ્તુનું અનંત ધર્મત્વ છે તેથી તે સર્વ નયોના મત રૂપેજ વસ્તુ છે તે કારણુથી ચારિત્ર એટલે નિશ્ચય વ્યવહાર રૂપ સંયમ તેના જે ગુણુ, શુદ્ધ આત્મ સ્વરૂપની પ્રાપ્તિ રૂપ ફલ, તેને વિષે

જેનું ચિત્ત મગ્ન છે, એવા સાધુ સર્વ નયમતના આરાધન માંટે મન અર્પે છે-સર્વ નયના આરાધક થાય છે.

**पृथङ् नयामिथः पक्षप्रतिपक्षकदर्थिताः ।**
**समवृत्तिसुखास्वादी ज्ञानी सर्वनयाश्रितः ॥ २ ॥**

**શબ્દાર્થ**—એક એક નય પરસ્પર પક્ષ પ્રતિપક્ષે કરીને કદર્થિત છે, તેથી સમવૃત્તિવાળા, સર્વ નયાશ્રિત જ્ઞાની, સુખનો આસ્વાદ કરે છે.

**વિવેચન**—એકૈકત્વે કરીને ભિન્ન, સ્વસ્વમતના અપેક્ષી પૂર્વોક્ત નયો કદર્થિત છે, વિડંબિત છે, તેનું કારણ કહે છે. પક્ષ એટલે સ્વસંમત બળને વિષે અત્યંત આગ્રહ જેમકે જ્ઞાનજ છે. ચારિત્રથી શું લાભ છે? પ્રતિપક્ષ એટલે પોતાને વિરોધી પરસંમત બળે કરીને થયેલા પ્રતિઘાત. તેથી કદર્થિત છે એટલેકે દરેક નય પોતાના મતમાં સત્ય છે પરંતુ બીજો નય આવીને તેનું ઉત્થાપન કરેછે તે કદર્થના કહેવાય છે પૂર્વોક્ત કારણથી જે જ્ઞાની છે, સ્વપરસ્વરૂપના જાણુનાર છે, પોતાના જ્ઞાનનું સાફલ્ય ઇચ્છે છે; તે, સર્વ નય સાપેક્ષભાવે કરીને સ્વીકારે છે; અને વળી સમવૃત્તિ છે, સર્વ નયે કહેલા ભાવને વિષે માધ્યસ્થભાવે કરીને જેની તુલ્યદૃષ્ટિ છે તેવા મુનિ વિમલજ્ઞાન અને શ્રદ્ધાજનિત આનંદનો અનુભવ કરેછે.

नाप्रमाणं प्रमाणं वा सर्वमप्यविशेषितम् ।
विशेषितं प्रमाणं स्यादिति सर्वनयज्ञता ॥ ३ ॥

શબ્દાર્થ—અવિવક્ષતિ સર્વ ભાવ પ્રમાણ પણ નથી અથવા અપ્રમાણ પણ નથી. પરંતુ જે વિવક્ષિત છે તેજ પ્રમાણ છે, તેજ સર્વ નયની બોધકતા થાય.

**વિવેચન**—જે સામાન્ય વાક્ય છે, સ્વીકાર અને પરિહાર સ્વભાવે કરીને જેનો ભેદ થયો નથી, વિષય સ્વરૂપનું શોધન કર્યું નથી, પરંતુ સામાન્યે કરીને વસ્તુસ્વરૂપ પ્રતિપાદન માત્ર જેનો સ્વભાવ છે એવું વાક્ય જે છે-જેમકે વસ્તુ નિત્ય છે-તે અપ્રમાણ પણ નથી, હેય સ્વભાવ પણ નથી, તેમજ પ્રમાણ પણ નથી, ઉપાદેય સ્વભાવ પણ નથી; પરંતુ જે વિશેષિત છે, વિષયસ્વરૂપ પરિશોધક નયને વિષે યોજિત છે, શેષની સાપેક્ષતા આશયવાળું વાક્ય છે. જેમકે **स्यात् नित्यम्** તેજ વાક્ય પ્રમાણ છે.એ પ્રમાણે સર્વ નયસંમત વાક્યના આશયની બોધકતા થાય.

लोके सर्वनयज्ञानां ताटस्थ्यं वाप्यनुग्रहः ।
स्यात्पृथङ्नमूढानां स्मयार्तिर्वातिविग्रहः ॥ ४ ॥

**શબ્દાર્થ—સર્વ નયના જાણનારાનું તટસ્થપણું લોકનેવિષે ઉપકારરૂપ થાય .છે પૃથક્ નયે કરીને જે મૂઢ છે તેને, સ્મય**

( ગર્વની ઉદ્ધતતા ) અથવા અતિવિગ્રહરૂપ ( કલહફલ ) ની પ્રાપ્તિ થાય છે.

**વિવેચન**—નૈગમાદિ સર્વ નયને જે જાણે છે, અથવા સર્વ નયસંમત વાકયનું ઉચ્ચારણ કરવું જે જાણે છે, તેનું રાગદ્વેષાદિ બંધનથી ભિન્નત્વ, પૃથક્ત્વ, લોકને વિષે ઉપકારને માટે થાય છે. લોક એટલે પોતાના મતનો કદાગ્રહ, વિષય, કષાય, અજ્ઞાન અને મોહે કરીને જે ગ્રસ્ત છે એવા લોકોને વિષે ઉપકારને માટે થાય છે. અને એક એક નયના આશયે કરીને જેઓની મતિ વ્યામોહિત છે, તેઓને સ્વમત પાંડિત્યનો દર્પ, અને બીજાનો મત પરાસ્ત કરવાનો ગર્વ થાયછે, અથવા દુર્નિવાર્ય વિવાદકલેશ થાય છે.

**श्रेयः सर्वनयज्ञानां विपुलं धर्मवादतः ।**
**शुष्कवादाद्विवादाच्च परेषां तु विपर्ययः ॥ ९ ॥**

**શબ્દાર્થ**—ધર્મવાદથી સર્વ નય જાણનારનું મોટું કલ્યાણ થાય છે. પરંતુ શુષ્કવાદ વિવાદથી એક નયના આશ્રય કરનારનો વિપર્યય થાય છે.

**વિવેચન**—ધર્મવાદ એટલે તત્ત્વના બોધને માટે પરસ્પર પ્રશ્નોત્તર કરવા–અથવા તેનું શ્રવણ કરવું–અથવા પરોપકારને માટે ધર્મોપદેશ દેવો. તેથી સર્વનયસંમત

વાક્યોનો આશય જેણે જાણ્યો છે તેનું આ લોક તેમજ પરલોકમાં કલ્યાણુ થાય છે, પરંતુ જે એક નયને લીધે વ્યામોહિત છે, તેમને શુષ્કવાદથી-યથાર્થ તત્ત્વસ્વરૂપનું ફલ જેમાં નથી એવા વાદથી-અને વળી પરપક્ષનો પરાજય અને સ્વપક્ષનું સ્થાપન રૂપ વિવાદથી, પૂર્વોક્ત ફલથી વિપરીત ફલ થાય છે. પ્રચુર કષાયને લીધે દુઃખની પરંપરા થાય છે.

**प्रकाशितं जनानां यैर्मतं सर्वनयाश्रितम् ।**
**चित्ते परिणतं चेदं येषां तेभ्यो नमोनमः ॥ ६ ॥**

**શબ્દાર્થ**—લોકના હિતને માટે સર્વ નયાશ્રિત મત જેણે પ્રકાશિત કર્યો છે, અને જેના ચિત્તમાં તે પરિણુત થયો છે, તેને વારંવાર નમસ્કાર છે.

**વિવેચન**—સર્વ ભવ્ય જીવોના હિતને અર્થે પૂર્વોક્ત સર્વનયઆશ્રિત મત જેણે કથન કર્યો છે, પરોપકારી પુરૂષરત્ને પ્રકાશિત કર્યો છે તેને, અને જે મુમુક્ષુઓના ચિત્તમાં સર્વનયે કરીને સુંદર આગમશાસ્ત્ર પરિણુત થયું છે--અંગાંગિત થયું છે-તેને અમારા વારંવાર નમસ્કાર છે.

**निश्चये व्यवहारे च त्यक्त्वा ज्ञाने च कर्मणि ।**
**एकपाक्षिकविश्लेषमारूढाः शुद्धभूमिकाम् ॥ ७ ॥**

अमूढलक्ष्याः सर्वत्र पक्षपातविवर्जिताः ।
जयन्ति परमानंदमयाः सर्वनयाश्रयाः ॥ ८ ॥

**શબ્દાર્થ**—નિશ્ચયમાં તેમજ વ્યવહારમાં, જ્ઞાનમાં તેમ-જ ક્રિયામાં એક પાક્ષિક વિશ્લેષ તજીને શુદ્ધ ભૂમિકાનું જેણે આરોહણ કર્યું છે, વ્યામોહરહિત જેનું લક્ષ્ય છે, જે પક્ષપાત રહિત છે, સર્વનયનો આશ્રય છે અને જે પર-માનંદમય છે તેજ જયવંત છે.

**વિવેચન**—નિશ્ચય એટલે શુદ્ધ આત્માદિ દ્રવ્ય માત્ર સ્વભાવને વિષે, તેમજ વ્યવહાર એટલે ગુણપર્યાય આદિ વિભાગ રૂપને વિષે, જ્ઞાનને વિષે તેમજ ક્રિયાને વિષે, એક પાક્ષિક એટલે એકજ પક્ષના સ્વીકારની પ્રતિજ્ઞા જેમાં છે જેમકે નિશ્ચય એજ વર્ય છે, વ્યવહારથી શું છે ? તે રૂપ વિ. શ્લેષ-વિપરીત સંસર્ગ-તેનો ત્યાગ કરીને, નિષ્કદાગ્રહે ક-રીને વિમલ ચિત્તદશા જેણે પ્રાપ્ત કરી છે, જે સહજ આ-નંદમય છે, અને સર્વ નયાશયોના આધારભૂત છે, અને જે-ની અંત્તર દૃષ્ટિ વ્યામોહરહિત છે, તે વિજયવંત છે.

पूर्णो मग्नःस्थिरोऽमोहो ज्ञानी शान्तो जितेंद्रियः ।
त्यागी क्रियापरस्तृप्तो निर्लेपो निःस्पृहो मुनिः ॥ १ ॥

विद्याविवेकसंपन्नो मध्यस्थो भयवर्जितः ।
अनात्मशंसकस्तत्त्वदृष्टिःसर्वसमृद्धिमान् ॥ २ ॥
ध्याता कर्मविपाकानामुद्विग्नो भववारिधेः ।
लोकसंज्ञाविनिर्मुक्तः शास्त्रदृग् निःपरिग्रहः ॥ ३ ॥
शुद्धानुभववान् योगी नियागप्रतिपत्तिमान् ।
भावार्चाध्यानतपसां भूमिः सर्व नयाश्रयः ॥ ४ ॥
स्पष्टं निष्टंकितंतत्त्वमष्टकैःप्रतिपत्तिमान् ।
मुनिर्महोदयज्ञानसारं समधिगच्छति ॥ ५ ॥

અર્થ—આ શ્લોકે કરીને બત્રીશ અષ્ટકગત વિષયોના નામોને મુનિના વિશેષણો કરીને કહે છે, અને ગ્રંથનું નામ સૂચવે છે. ( ૧ ) જે મુનિ પૂર્ણ છે, પૂર્ણ સ્વભાવને વિષે જેણે દૃષ્ટિ સ્થાપી છે. ( ૨ ) જે મગ્ન છે, પૂર્ણાનંદના ગુણને વિષે લગ્ન છે. ( ૩ ) જે સ્થિર ચિત્ત છે, ( ૪ ) મોહનો જેણે ત્યાગ કર્યો છે, ( ૫ ) જે જ્ઞાની છે. ( ૬ ) જેનું અંતઃકરણ શાંત છે. ( ૭ ) ઇંદ્રિયોને જેણે જીતી છે. ( ૮ ) જેણે ધન કુટુંબાદિનો ત્યાગ કર્યો છે. ( ૯ ) જે ક્રિયાને વિષે તત્પર છે. ( ૧૦ ) આત્માને વિષે જે તૃપ્ત છે. ( ૧૧ ) જે પાપલેપ રહિત છે. ( ૧૨ ) જે નિરભિલાષ છે. ( ૧૩ ) અને જે મૌનવાન્ છે. ( ૧૪ ) જે વિદ્યાવાન્ છે. ( ૧૫ ) જે વિવેક સંપન્ન છે. ( ૧૬ )

જે મધ્યસ્થ છે. (૧૭) જે ઇહલોકાદિ ભયરહિત છે. (૧૮) જે. આત્મગુણની પ્રશંસા કરતા નથી. (૧૯) જે તત્વદષ્ટિ છે. (૨૦) જે સર્વ સમૃદ્ધિવાળા છે. (૨૧) જે કર્મવિપાકના ચિંતક છે. (૨૨) ભવસમુદ્રથી જે ઉદ્વિગ્ન, વિરક્ત છે. (૨૩) લોકસંજ્ઞા જેણે તજી દીધી છે. (૨૪) શાસ્ત્રરુપી જેની દૃષ્ટિ છે. (૨૫) જે અકિંચન છે. (૨૬) શુદ્ધ અનુભવજ્ઞાનવાન્ છે. (૨૭) જે જ્ઞાનકર્માદિ યોગવાન છે. (૨૮) નિશ્ચિત કર્તવ્યતાના જ્ઞાનવાન્ છે. (૨૯) ભાવપૂજાનું, (૩૦) ધ્યાનનું અને (૩૧) તપનું જે સ્થાન છે અને, (૩૨) સર્વ નયાશયોના જે ભાજનભૂત છે. પૂર્વોક્ત બત્રીશ અષ્ટકોએ કરીને સ્પષ્ટ કરેલું તત્વનું સ્વરૂપ જેણે સ્વીકાર્યું છે. તેવા મુનિ પરમાર્થરૂપ મોક્ષ પ્રાપ્ત કરે છે. કેવા મુનિ મોક્ષને પામે છે તેનું સ્વરૂપ ઉપાધ્યાયજી અન્યત્ર બતાવે છે.

**જુઓ પદ ૨૧ મું રાગ જયજયવંતી.**

ધર્મકે વિલાસવાસ, જ્ઞાનકે મહાપ્રકાસ,
દાસ ભગવંતકે, ઉદાસ ભાવ લગે હે,
સમતા નદીતરંગ, અંગહી ઉપંગ ચંગ,
મજ્જન પ્રસંગ રંગ, અંગજગમગે હે ॥ ધ્ર૦ ૧ ॥
કર્મકે સંગ્રામ ઘોર, લરે મહામોહચોર,
જોર તાકોતોરવેકું, સાવધાન જગે હે,
શીલકો ધરી સનાહ, ધનુષ્ય મહા ઉત્સાહ,

જ્ઞાનબાનકે પ્રવાહ, સબવેરી ભગેહે ॥ ધ૦ ૨ ॥
આયોહે પ્રથમસેન, કામકો ગયો હે રેન,
હરિહર બ્રહ્મ જેણે, એકલને ઠગેહે
ક્રોધ, માન, માકા, લોભ, સુભટ મહા અક્ષોભ,
હરિ સોય છોડ થોભ, મુખ દેઇ ભગેહે ॥ ધ૦ ૩ ॥
નોકપાય ભયે ખિન્ન, પાપકો પ્રતાપહીન,
ઓર ભટ ભયે દીન તાકે પગ ઠગેહેં,
કોઉ નહીં રહે ઢાઢે, કર્મ જો મિલેતે ગાઢે,
ચરણકે જિહાં કાઢે, કરવાલ નગેહે, ॥ ધ૦ ૪ ॥
જગત્રય ભયો પ્રતાપ, તપત અધિક તાપ,
તાતેં નહિં રચી ચાપ, અરિ તગતગેહેં,
સુજસ નિસાન સાન, વિજય વધાઈ લાજ,
ઐસે મુનિરાજ તાકો, હમ પાય લગેહે. ॥ ધ૦ ૫ ॥

निर्विकारं निराबाधं ज्ञानसारमुपेयुषाम् ।
विनिवृत्तपराशानां मोक्षोऽत्रैव महात्मनाम् ॥ ६ ॥
चित्तमार्द्रीकृतं ज्ञानसारसारस्वतोर्मिभिः ।
नाप्नोति तीव्रमोहाग्निप्लोषशोषकदर्थनाम् ॥ ७ ॥

અર્થ—આ બે શ્લોકોએ કરીને જ્ઞાનસાર જેણે પ્રાપ્ત કર્યો છે તેનું ફલ બતાવે છે. નિર્દોષ, અને વસ્તુધર્મમાં વિરોધ રહિત, જ્ઞાનસાર જેણે પ્રાપ્ત કર્યો છે; અને પૌદ્ગલિક

રોગાદિની જેની તૃષ્ણાનો વિશેષે કરીને વિનાશ થયોછે; એવા ઉત્તમ પુરૂષોનો આ જન્મનેવિષેજ મોક્ષ છે. ( ૬ ) જ્ઞાન છે રહસ્ય જેનું એવી વાણીવિલાસની ઉર્મિઓએ કરીને જેનું ચિત્ત સ્નિગ્ધ થયેલું છે તે, ભયાનક મોહરૂપી અગ્નિદાહથી થયેલી શુષ્કતારૂપી પીડા પામતો નથી.

अचिंत्या कापि साधूनां ज्ञानसारगरिष्ठता ॥
गतिर्यर्योर्द्धमेत्र स्यादधःपातः कदापि न ॥ ८ ॥

**અર્થ**—મુનિની જ્ઞાનજનિત ગરિષ્ઠતા ચમત્કાર આપવાવાળીછે અને વળી અચિન્ત્ય છે, જે ગરિષ્ઠતાએ કરીને ઉપરના પ્રદેશોને વિષે ગમન થાય છે. પરંતુ કદાપિ અધઃપાત થતો નથી. ભારે હોય તે વસ્તુ ઉપર નહીં જતાં નીચે પડે છે પણ જ્ઞાનગરિષ્ઠતા તેથી વિલક્ષણ છે.

क्लेशक्षयो हि मंडुकचूर्णतुल्यः क्रियाकृतः ।
दग्धतच्चूर्णसदृशो ज्ञानसारकृतः पुनः ॥ ९ ॥

**અર્થ**—જ્ઞાનરહિત કેવલ ક્રિયાએ કરીને થયેલો રાગાદિનો ક્ષય મંડુકચૂર્ણતુલ્ય છે. દેડકાના શરીરના કડકા થઇ ગયા હોય, અને તેની ઉપર વરસાદનું પાણી પડવાથી તેનાં દેડકાં થાય છે, તેવી રીતે કેવળ ક્રિયાએ કરીને રાગાદિ મૂળમાંથી ક્ષય પામતા નથી, ફરીથી ઉદ્ભવ પામેછે. પરંતુ જ્ઞાન

સારે કરીને થયેલો કલેશનો ક્ષય દગ્ધ શરીરના ચૂર્ણ સદૃશ છે. એટલે દેડકાના શરીરની બળીને ભસ્મ થઇ ગઈ હોય તો ફરીથી તેનો ઉદ્ભવ થતો નથી, તેમજ જ્ઞાનથી જે રાગાદિનો ક્ષય થાય છે તે ફરીને પ્રાદુર્ભાવ પામતા નથી.

ज्ञानपूतां परेऽप्याहुः क्रियां हेमघटोपमाम् ।
युक्तं तदपि तद्भावं न यद्भग्नापि सोज्झति ॥ १० ॥

અર્થ--વ્યાસ આદિ પણ જ્ઞાનયોગે કરીને પવિત્ર ધર્મક્રિયાને સુવર્ણના ઘડાની ઉપમા આપે છે તે યથાર્થ છે. સુવર્ણનો ઘડો ભાંગી જાય તોપણ સુવર્ણનો ભાવ, સુવર્ણનું મૂલ્ય તજતો નથી. તેમ જ્ઞાનયુકત ક્રિયા, કર્મોદયના વશથી પતિત થાય તોપણ તે ભાવનો ત્યાગ કરતી નથી.

क्रियाशून्यं च यद्ज्ञानं ज्ञानशून्या च यत्क्रिया ।
अनयोरंतरं ज्ञेयं भानुखद्योतयोरिव ॥ ११ ॥

અર્થ--ક્રિયારહિત જ્ઞાન અને જ્ઞાનશૂન્ય ક્રિયા બેમાં સૂર્ય અને આગીઆ જેટલું અંતર છે. ક્રિયારહિત જ્ઞાન સૂર્ય છે અને જ્ઞાનરહિત ક્રિયા આગીઓ છે. આગીઆમાં અને સૂર્યમાં જેટલું અંતર છે તેટલું જ્ઞાનરહિત ક્રિયામાં અને ક્રિયારહિત જ્ઞાનમાં અંતર છે.

चारित्रं विरतिः पूर्णा ज्ञानस्योत्कर्ष एव हि ।
ज्ञानाद्वैतनये दृष्टि र्देया तद्योग सिद्धये ॥ १२ ॥

**અર્થ**—સંપૂર્ણપણે સકલ વિભાવની નિવૃત્તિ છે જેમાં, એવું એક ચારિત્ર જ્ઞાનના ઉત્કર્ષથીજ હોય છે. પૂર્વોક્ત ચારિત્રના સંબંધની પ્રાપ્તિને અર્થે જ્ઞાનથી અભિન્ન ચારિત્રરૂપ સદ્બોધ માર્ગને વિષે ઉપયોગરૂપી ચક્ષુ રાખવી.

सिद्धिं सिद्धपुरे पुरंदरपुरस्पर्धावहे लब्धवां
श्चिद्दीपोऽयमुदारसारमहसा दीपोत्सवे पर्वणि ।
एतद् भावनभावपावनमनश्चंचच्चमत्कारिणां
तैस्तैर्दीपशतैः सुनिश्चयमतैर्नित्योऽस्तु दीपोत्सवः॥१३॥

**અર્થ**—આ ગ્રંથ ઉપાધ્યાયજીએ ક્યારે સંપૂર્ણ કર્યો તે કહે છે. સુરેંદ્રના અમરાવતી નગરની સ્પર્ધા કરનાર સિદ્ધપુર નગરને વિષે, ઉદાર અને મનોહર તેજોમય દીવાળીપર્વને દિવસે આ ગ્રંથ સંપૂર્ણતાને પામ્યો. આ ગ્રંથોક્ત ભાવનાએ કરીને પવિત્ર થયેલા જેઓના મનમાં મનોહર ચમત્કાર છે તેઓનો અપૂર્વ વિલાસોએ કરીને નિશ્ચય નયમતની પ્રાપ્તિથી થયેલ દીપકશ્રેણીએ કરીને અવિનાશી દીવોત્સવ થાઓ.

केषांचिद्विषयज्वरातुरमहो चित्तं परेषां विषा
वेगोदर्ककुतर्कमूर्छितमथान्येषां कुवैराग्यतः ।
लग्नालर्कमबोधकूपपतितं चास्ते परेषामपि
स्तोकानां तु विकार भाररहितं तद्ज्ञानसाराश्रितम् ॥१४॥

અર્થ—આશ્ચર્યની વાત છે કે જ્ઞાનસાર સતે વિવેકહીન કેટલાએકના મન વિષયસુખરૂપી જ્વરથી આકુલ છે; બીજાઓનાં મન વિષવ્યાપ્તિરૂપી ઉદર્ક–ધર્મ અને જીવિતને શીઘ્ર પણે હરણકરનાર–રૂપી કુતર્કોને વિષે મૂર્ચ્છિત છે; વળી અન્યના મન કુવૈરાગ્યથી અલર્ક–હડકવા–થી લગ્ન છે; અને વળી અન્યનું મન અજ્ઞાનરૂપી કૂપમાં પડેલું છે. માત્ર થોડાનુંજ મન વિકારભારરહિત જ્ઞાનસાર આશ્રિત છે.

जातोद्रेकविवेकतोरणततौ धावल्यमातन्वते
हृद्गेहे समयोचितः प्रसरति स्फीतश्च गीतध्वनिः ।
पूर्णानंदघनस्य किं सहजया तद्भाग्यभंग्या भवन्
नैतद् ग्रंथमिषात् करग्रहमहश्चित्रं चरित्रश्रियः ॥१५॥

અર્થ—જે પૂર્ણાનંદઘન આત્મા છે તેના હૃદયરૂપી ઘરને વિષે કે જેને અતિશય વૃદ્ધિ પામેલા વિવેકરપી તોરણમાલાની શ્રેણિ છે તેમાં ઉજ્વલતા વિસ્તારે છે, અને અવસર-

ઉચિત ઋદ્ધિસ્વભાવરૂપ ગીતધ્વનિ વિસ્તાર પામે છે. આ જ્ઞાનસાર ગ્રંથની રચનાના મિષથી તેની સ્વાભાવિક ભાગ્યરચનાએ કરીને વિવિધ ઉત્સવમય ચારિત્ર લક્ષ્મીનો વિવાહમહોત્સવ શું નથી થતો? અર્થાત્, થાય છેજ.

भावस्तोमपवित्रगोमयरसैर्लिप्तैव भूः सर्वतः
संसिक्ता समतोदकैरथ पथि न्यस्ता विवेकस्रजः ।
अध्यात्मामृतपूर्णकामकलशश्चक्रेऽत्र शास्त्रपुरे
पूर्णानंदघने पुरं प्रविशति स्वीयं कृतं मंगलम् ॥ १६ ॥

અર્થ—સચ્ચિદાનંદ પૂર્ણ બ્રહ્મસ્વરૂપ શુદ્ધ આત્મા પોતાના બત્રીશ અધિકારે રચિત અપ્રમાદ નગરને વિષે પ્રવેશ કર્યે સતે, ચારે દિશાએ સમતારુપી જલથી ભૂમિને છંટકાવ કરેલો છે, ભાવના સમૂહરૂપી પવિત્ર ગોમયથી ભૂમિ લિંપાયેલી છે; માર્ગમાં વિવેકરુપ પુષ્પની માલા લટકાવેલી છે અને આત્મીય ભાવરુપી અમૃતથી ભરેલા મંગલકલશો જયાં છે તેણે કરીને આત્મીયમંગળ કરેલું છે.

गच्छे श्री विजयादिदेवसुगुरोः स्वच्छे गुणानां गणैः
प्रौढिं प्रौढिमधाम्नि जीतविजयप्राज्ञाः परामैयरुः ।
तत्सातीर्थ्यभृतां नयादिविजयप्राज्ञोत्तमानां शिशोः
श्रीमन् न्यायविशारदस्य कृतिनामेषाकृतिः प्रीतये ॥

અર્થ—જ્ઞાનાદિ ગુણોના સમૂહે કરીને નિર્મલ અને સકલ વૃદ્ધિનું ગૃહ એવા શ્રી વિજયાદિ દેવસૂરિના ગચ્છને વિષે દેવસૂરિય તપગચ્છને વિષે જીતવિજયજી ઉત્કૃષ્ટ વૃદ્ધિ પામ્યા. પંડિત પ્રધાન નયવિજયઆદિ જેના ગુરૂભાઈ છે એવા શ્રીનયવિજયજીના શિષ્ય શ્રીન્યાયવિશારદ યશોવિજયજીની આ રચના પંડિતોની પ્રીતિને અર્થે થાઓ.

સમાપ્ત.



# કોશ.

| | |
|---|---|
| અકિંચન | નિષ્પરિગ્રહી |
| અસ્ખલન | પાત-પડવું ન થાય તે |
| અજરામરત્વ | વૃદ્ધાવસ્થારહિત અને મૃત્યુ રહિતપણું |
| અતીંદ્રિય | ઇંદ્રિયોને અગોચર, ઇંદ્રિયોનો વિષય નથી તે |
| અતિપ્રસંગદૂષણ | અતિવ્યાપ્તિ, અલક્ષ્યને વિષે લક્ષણનું જવું |
| અંતરાલવર્તી | મધ્યમાં રહેનાર |
| અનપેક્ષણુતા | નિરપેક્ષપણું |
| અનાગત | ભવિષ્ય |
| અનાદ્યનંત | જેની શરૂઆત નથી અને જેનો અંત નથી એવું |
| અનુત્પન્ન | જેની કોઈ કાળે ઉત્પત્તિ થઈ નથી |
| અનુસ્રોત | નદીના વેગ-લોક-ની પાછળ જવું |
| અપરાવર્તનીય | પાછું ન ફરે એવું |
| અપાય | પીડા |
| અભિગમ | રાજચિન્હાદિનો ત્યાગ |
| અભિમત | ઇચ્છિત |

| | |
|---|---|
| અભ્યસ્ત | અભ્યયન કરેલ |
| અભ્યુત્થાન | માન આપવાને માટે આસન ઉપરથી ઉભા થવું તે |
| અભ્ર | વાદળાં |
| અર્ચના | પૂજા |
| અવધાર | નિર્ણય |
| અવંધ્ય | અમોઘ, જયવંત |
| અવિનષ્ટ | જેનો નાશ થતો નથી તેવું |
| અવ્યભિચારી | અપવાદરહિત |
| આઘાત | મારવું તે |
| આત્યંતિકી | છેવટની |
| આર્દ્ર | લીલું, ભીનું |
| આસક્તિ | લોલુપીપણું |
| આશ્રવ | જે થકી કર્મ આવે, આત્માને કર્મ લાગે તે |
| ઉત્પાદ | ઉત્પત્તિ |
| ઉદ્ઘાટન | ઉઘાડવું તે |
| ઉદ્ભવ | ઉત્પત્તિ |
| ઉપચય | સંગ્રહ, સંચય |
| ઉપસર્ગ | દુઃખ |
| ઉપાદેય | ગ્રહણ કરવાયોગ્ય |
| ઉપેય | પ્રાપ્ત કરવાની વસ્તુ, મોક્ષ |
| ઉર્મિ | મોજાં |
| કષાય | ક્રોધ, માન, માયા, લોભ |
| કાયોત્સર્ગ | કાઊસગ્ગ |
| કિંકર | દાસ |

| | |
|---|---|
| કુટિલ | વક્ર, વાંકી |
| કુત્સિત | અધમ |
| કૃષ્ણલેશ્યા | હીણા પરિણામ |
| કોશાગાર | ભંડાર |
| ક્લાંતિ | સાંસારિક કાર્યમાં થતી પીડા |
| ગવેષણા | જાણવું તે |
| ગ્રસન | ગળી જવું તે |
| ચરાચર | સ્થિરાસ્થિર, સ્થાવરજંગમ |
| ચિદાનંદ ઘન | જ્ઞાનના આનંદનો સમૂહ |
| જુગુપ્સા | નાક ચડાવવું તે |
| તનુતા | ઓછાપણું |
| દુર્ગમ | દુઃખે કરીને જવાય તેવું |
| ધ્રુવ | સ્થિતિ |
| નાનાત્વ | ભેદ |
| નિકૃષ્ટ | અધમ |
| નિગોદ | અનંત જીવોનું એક શરીર હોય તે |
| નિદિધ્યાસ | એકાગ્રચિત્તે ધ્યાનપૂર્વક વિચારવું તે |
| નિમજ્જન | મમતા |
| નિયંત્રણા | પ્રતિબંધ |
| નિરિકત | ખાલી |
| નિર્યામક | સંસારનો પાર ઉતારનાર |
| નિવર્ત કરીને | પાછી વાળીને |
| નિર્વેદ | ભવભ્રમણથી ત્રાસ |
| નિષ્ઠુર | સખત |

| | |
|---|---|
| નિષ્પત્તિ | પ્રાપ્તિ |
| નિષ્પાદક | ઉત્પન્ન કરનાર |
| નૈસર્ગિક | સહજ |
| પર્યાય | રૂપાંતર |
| પરિણુતિ | પારણુામ |
| પરિમલ | સુગંધ |
| પરિવેષ્ટિત | ની ચારે તરફ વિંટળાઇ ગ-ચેલ |
| પરિષહ | કર્મની નિર્જરા કરવા માટે સમસ્ત પ્રકારે સહન કરવું |
| પરિહાર | ત્યાગ |
| પુર્ગલ | પુરણ ગળન–વધવાનો, ઘટ-વાનો જેનો સ્વભાવ છે તે આત્માથી ભિન્ન પદાર્થ |
| પુર્ગલ પરાવર્ત | અનંત કાળચક્ર, કાળનું એક માપ |
| પુલકિત | રોમાંચિત |
| પ્રકર્ષ | ઉત્તમતા |
| પ્રચુર | ઘણુા |
| પ્રતિપત્તિ | કર્તવ્યતાજ્ઞાન |
| પ્રતિસ્રોત | સામે પૂર જવું તે |
| પ્રાદુર્ભાવ | ઉત્પત્તિ |
| પ્રાયોગ્ય | ને લાયક. (ને) આપે એવું |
| પ્રેમગરિષ્ઠતા | પ્રેમથી થતું ભારેપણું |
| બ્રહ્મસ્વરૂપવેદી | બ્રહ્મસ્વરુપને જાણુનાર |
| મદિયત્વ | મારાપણું |

| | |
|---|---|
| મુમુક્ષુ | મોક્ષની ઈચ્છાવાળા |
| યથાસ્થિત | યથાર્થ |
| રૌદ્રધ્યાન | દુર્ધ્યાન, માઠું ચિંતવન |
| લય | તલ્લીનપણું |
| લવણાવતરણ | મીઠું ઉતારીને અગ્નિમા નાખવું |
| વત્સલ | હેતાળુ |
| વર્તના | પ્રવૃત્તિ |
| વાત્સલ્ય | વહાલાપણું |
| વિકલેંદ્રિ | બેરિંદ્રિ, ત્રેરિંદ્રિ, ચૌરિંદ્રિ |
| વિજ્ઞપ્તિ | જ્ઞાન |
| વિપર્યય | વિરુદ્ધતા |
| વિલસિત | કૃત્ય |
| વિલુપ્તિ | નાશ |
| વિષાદ | શોક, દિલગિરી |
| વિશ્લેષ | ભેદ |
| વૈફલ્ય | નિષ્ફલતા |
| વ્યાપ્તિ | એક સરખું "અનુષંગીપણું", સાથે રહેવાપણું |
| વ્યાવૃત્તિ | પાછા ફરવું તે |
| સંચાલન | ચાલવું તે |
| સત્તાગત | સત્તામાં રહેલ |
| સંપાદક | ઉત્પન્ન કરનાર |
| સમવતાર | ઉતરવું તે |
| સમાલિંગિત | આલિંગન કર્યું છે જેનું |
| સમાહિત | ગરકાવ થઈ ગયેલ |

| | |
|---|---|
| સંવિત્તિ | જ્ઞાન |
| સંશ્લિષ્ટ | એકઠા મળેલા |
| સહજાનંદ | આત્માનો અકૃત્રિમ આનંદ |
| સાવદ્ય | હિંસક |
| સુકર | સુખે થઇ શકે તેવું |
| સૌજન્ય | કુલીનતા |
| સ્કંધ | પરમાણુઓનો સમૂહ |
| સ્ખલના | ઠોકર |
| સ્વત્વ | પોતાપણું |
| શ્રમણ | સાધુ |
| શૈલેશ્યાગમન | યોગનિરોધ |
| હસ્તામલકવત્ | બરાબર સમજાય તેમ |
| હીન | ન્યૂન, ઓછો |
| હેય | તજવાયોગ્ય |
| જ્ઞેય | જાણવાયોગ્ય |



## આ પુસ્તક નીચે લખેલે ઠેકાણેથી મળશે.

**ભાવનગર**—શાહ હરીચંદ છગનલાલ,

રાધણપરી બજાર.

**મુંબઈ**—મુની છોટાલાલ હરગોવીંદદાસ. બી. એ.

બારકોટ, બારભાયા સ્ટ્રીટ.

નારણ મોદીના માળામાં. બીજે દાદરે.

રા. રા. લખમસી હીરજી મૈસરી.

બી. એ. એલ. એલ. બી.

કાલબાદેવી રોડ.

